ગુજરાત-ટાઇમ્સની ૧૯૩૯-૪૦ ની ભેટ

# ગુપ્ત ગૌરવ

લેખક

કવિચિત્રકાર જયકૃષ્ણ ચિમનલાલ સુરતી

ભરૂચ (હાલ નડિઆદ)

પ્રકાશક

માણેકલાલ હરજીવનદાસ શાહ

તંત્રી, 'ગુજરાત-ટાઇમ્સ' નડીઆદ

મૂલ્ય રૂ. ૨-૪-૦

# સાદર અર્પણ

પરમાત્મા શ્રીકૃષ્ણના
પરમપ્રિયમિત્ર સુદામાજીની
સુદામાપુરીના આદર્શ નરેશ,
પોરબંદરની પ્રજાના વહાલા 'બાપુ',

નામદાર મહારાજાશ્રી

## સર નટવરસિંહજી સાહેબ બહાદુર,

કે. સી. એસ. આઈ.

આપ નામદારના

પ્રસિદ્ધ પ્રજાવત્સલતા અને અનુપમ ઉદારતા, વિદ્યાવ્યાસંગ અને સ્વાભાવિક પ્રેમ નિરભિમાનપણું અને સાદાઈ એવા અતિઉચ્ચ ગુણવંતી ગુણોથી આકર્ષાઈ આ ઐતિહાસિક નવલકથા સાદર અર્પું છું. !! !! !! !!

પ્રકાશક

# નામદાર પોરબંદર નરેશ

નામદાર મહારાજા રાણાસાહેબ શ્રી સર નટવરસિંહજી બહાદુર, કે૦ સી૦ એસ૦ આઇ૦ નો જન્મ પ્રસિદ્ધ જેઠવા રાજપુત વંશમાં સને ૧૯૦૦ ના જુલાઈ માસમાં થયો હતો.

જેઠવા રાજપુતો કાઠીયાવાડમાં આવનારા રાજપુતોમાં પ્રથમ સ્થાન ભોગવે છે. કાઠીયાવાડના રાજકર્તાઓમાં પોરબંદર નરેશનું સ્થાન ચોથું છે, અને વંશપરંપરાના હકો સાથે ૧૩ તોપોની સલામીનું માન ભોગવે છે.

નામદાર મહારાજા સાહેબ એક અચ્છા ખેલાડી છે અને રાજ્યના કારોબારમાં ઉંડો રસ લે છે. પોતે ઉચ્ચ શિક્ષણ લીધેલું હોવાથી શિક્ષણની મહત્તા અને આવશ્યકતા સારી રીતે સમજે છે, અને એથી કરીને રાજ્યમાં કેળવણીનો વિસ્તાર થવા પામ્યો છે.

નામદાર મહારાણી શ્રી રૂપાલીબા સાહેબ, એમ૦ બી૦ ઇ૦, જેઓ લીંબડીના નામદાર ઠાકોર સાહેબનાં કુંવરી થાય છે, તેઓ પણ સુશિક્ષીત છે અને સ્ત્રીઓ તથા બાળકોની ઉન્નતિના પ્રશ્નોમાં રસ લે છે. તદુપરાંત, નામદાર મહારાજા સાહેબનાં માતૂશ્રી અસ્મત પનાહ બાગાસાહેબશ્રી રામબા સાહેબની કિંમતી સલાહ સુચના

રાજકુટુંબને સામાજીક અને ધાર્મિક વિષયોમાં મળતી રહે છે

રાજ્યના પાટનગર પોરબંદર વગર, રાજ્યનો વિસ્તાર ૬૪૨$\frac{1}{4}$ ચોરસ માઈલનો છે, જેમાં ૧૦૫ ગામડાંઓનો સમાવેશ થાય છે.

પોરબંદર પુરાણુ-પ્રસિદ્ધ સુદામાપુરિના નામથી સુપ્રખ્યાત છે; અને વળી મહાત્મા ગાંધીજીનું જન્મ સ્થાન હોવાથી સવિશેષ ઐતિહાસીકતા પામ્યું છે. પોરબંદર શહેર સુંદર સફેદ પત્થરોનું બાંધેલું છે, અને ઠેર ઠેર સુંદર વિશાળ મકાનો આવી રહેલાં છે. દરીયા કીનારા પરના આલીશાન બંગલા, સ્ત્રીઓ માટેની મહારાણીશ્રી રૂપાલીબા હોસ્પીટલ અને સુવાવડખાનું, મહારાણીશ્રી બાલુબા બાલમંદિર અને કન્યા વિદ્યાલય, હનુમાન ચોકમાં વીજળીની રોશની વાળો ફુવારો, વેલીંગ્ડન મેરીના વગેરે આકર્ષક સ્થાનો પોરબંદરની સુંદરતામાં ઓર વધારો કરે છે. રાજ્યની વસ્તી આશરે દોઢેકલાખની, અને પોરબંદર શહેરની વસ્તી આશરે ચાળીસ હજારની છે. રાજ્યની સરેરાશ આવક રૂ. ૨૧,૦૦,૦૦૦ ની છે, જેનો મુખ્ય આધાર જકાત, જમીન મહેસુલ, પત્થરની ખાણો અને રેલ્વે પર છે.

પોરબંદર રાજ્ય જુના વખતનું બંદરી રાજ્ય છે, અને પોરબંદર એ મુખ્ય બંદર હોવા ઉપરાંત નવીબંદર, માધવપુર અને મીયાણી એ નાનાં પણ ઉદ્યોગી બંદરો છે રાજ્યમાં સરેરાશ ૨૫ ઇંચ વરસાદ પડે છે.

પોરબંદર રાજ્ય પ્રગતિશાળી રાજ્ય છે અને ના૦ મહારાજા સાહેબ પોતાના રાજ્યમાં વ્યાપાર વાણિજ્યના વિકાસ માટે આતુર છે. ઘી, સીમેન્ટ, પત્થર, રૂ, દીવેલાં વગેરેની મોટા પ્રમાણમાં નીકાશ થાય છે; અને કેરોસીન તથા પેટ્રોલ અને મશીનરી વગેરેની આયાત દરીયાઈ માર્ગે સીધી થાય છે. રાજ્યમાં હુન્નર ઉદ્યોગોને ના૦ મહારાજા સાહેબ તરફથી પુરતુ ઉતેજન મળે છે.

રાજ્યભરમાં પ્રાથમિક શિક્ષણ તદ્દન મફત આપવામાં આવે છે; અને માધ્યમિક શિક્ષણ દરેક વર્ગના લોકો લાભ લઇ શકે એટલું સસ્તું છે. કન્યા કેળવણી પર તથા શારીરીક શિક્ષણ પર યોગ્ય ધ્યાન આપવામાં આવે છે, અને ઉચ્ચ શિક્ષણ લેવા ઇચ્છનારાઓને દરેક પ્રકારે ઉત્તેજન આપવામાં આવે છે હરીજનો માટે પણ કેળવણીની સારી સગવડ કરાઇ છે.

શિક્ષણ, કેળવણી અને તાલીમ વિષે ના૦ મહારાજા સાહેબ ગંભીર અને પ્રગતિમાન વિચારો ધરાવે છે. કેળવણી વિષયક વિકાસ ઉત્તરોત્તર વધતો જાય છે એ આગળ કહેવાઇ ગયું છે. પોરબંદરની શ્રી ભાવસિંહજી હાઇસ્કુલ, જે શિક્ષણ સંસ્થા કાઠીયાવાડમાં અગ્ર-ગણ્ય ગણાય છે તેના છેલ્લા વાર્ષિક મેળાવડા પ્રસંગે તા. ૨૭-૯-૩૯ ને રોજ રાજ્યના મુખ્ય કેળવણી અધિકારીએ શિક્ષણ વિકાસ બા-બતમાં પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે: "બાહ્ય દ્રષ્ટિએ કેળવણી ખાતાનો વિકાસ તપાસશું તો જણાશે કે છેલ્લા બે વર્ષ દરમ્યાન રાજ્યની શાળાની સંખ્યા ૮૩ માંથી ૯૪ થયેલ છે, તથા વિદ્યાર્થી-ઓની સંખ્યા ૧૦૬૫૪ માંથી ૧૧૬૧૫ થતાં ૯.૨ ટકામાંથી ૧૦.૦૩ ટકા થયેલ છે. ખાનગી નિશાળોના વિદ્યાર્થીઓની સંખ્યા ૧૬૭૧ માંથી ૧૯૨૧ થયેલ છે. ટ્રેઇન્ડ અને સંસ્કારી શિક્ષકો મેળવવા માટે એક 'ટીચર્સ ટ્રેનીંગ કલાસ' ખોલવામાં આવેલ છે"

નામદાર મહારાજા સાહેબ જીવન વિષે ગંભીર અને વાસ્ત-વિકતાભર્યા વિચારો ધરાવે છે. ઉપર જણાવેલા પ્રસંગે ના૦ પોરબંદર નરેશે પોતાના ભાષણમાં જણાવ્યું કે: "...મેં મારા મનને એક સવાલ પૂછયો કે "આ દુનિયામાં દુઃખનાં શું શું કારણો છે." ખુબ ખુબ વિચારણાને પરિણામે એમ લાગ્યું કે, કારણો તો ઘણાં છે, પણ મુખ્ય કારણ તો "અસંતોષ" બીજાં તમામ કારણો તેના પેટા ભાગમાં આવી જાય છે. અસંતોષનો ઉપાય શું?...'સ્વાર્થ'

એ સર્વ દુઃખોનું મૂળ છે. એ દર્દની દવા તો માત્ર એકજ છે અને તે દવા "પરમાર્થ"...પરમાર્થના તથા જનસેવાના સંસ્કાર તો નાનપણમાંજ પાડવા જોઇએ. માટે મારી હોસ્ટેલની યોજનામાં મેં તે બાબત ખાસ લક્ષ આપ્યું છે, અને નાની વયથીજ જનસેવા તથા પરમાર્થના સંસ્કાર પડે તેવી જાતની ગોઠવણ કાર્યક્રમમાંજ દાખલ કરી દેવાનો પ્રયત્ન કર્યો છે....છોકરાંઓને તો નાનપણથીજ અંગ્રેજી કહેવત "Deserve and desire"—'યોગ્ય બનો અને પછી ઇચ્છો"—એ ઉત્તમ સૂત્રના ખ્યાલોમાં અને વાતાવરણમાં ઉછેરવાં જોઇએ."

ચાલુ વર્ષે કાઠીયાવાડના મોટા ભાગમાં દુષ્કાળની પરિસ્થિતિ પ્રવર્તે છે, અને આ અસરથી પોરબંદર પણ મુક્ત રહી શકયું નથી. પરંતુ આવી પરિસ્થિતિની શરૂઆતથીજ નામદાર મહારાણા સાહેબે યોગ્ય ઉપાયોની યોજનાઓ શરૂ કરી દીધી હતી, અને પશુધનને તથા ખેડુ પ્રજાને જીવાડવા માટે લાખોને ખર્ચે ઘાસદાણો અને સસ્તા તથા મફત અનાજની રાહતો આપવા માંડી હતી. આ યોજનાઓ અને રાહતકાર્યો સુવ્યવસ્થિત અને પદ્ધતિસર યોજાયાં હોઇ એથી પોરબંદરની પ્રજાને કાયમી લાભ થાય એવી એની પાછળની વિચારણા રખાઈ છે. આ સબંધમાં નામદાર મહારાજા સાહેબે ઉપરોક્ત પ્રસંગે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે: "મને કહેતાં આનંદ થાય છે કે આપણા રાજ્યમાં હવે ૮૦ ટકા જેટલા ખેડુઓ પાસે પીત માટે પાણી થઇ ગયાં છે; અને હું આશા રાખું છું કે બીજા એકાદ બે વર્ષમાં દરેકે દરેક ખેડુને માટે પીતની સગવડ થઇ જશે. અને એમાં પણ જો આ વર્ષે ખેડુનો તથા ગામડાઓનો ઉભડ વર્ગ ખોટો પ્રમાદ તથા આળસ એક બાજુ મુકીને તથા આવા દુષ્કાળના વર્ષમાં સુકાળની રોજીની આશાઓ રાખવી એક બાજુ મુકીને, મારી આજ વર્ષ માટે ઘડેલી દુષ્કાળ નિવારણની યોજનાઓ પુરી કરવામાં પુરતી સંખ્યામાં આવી કામ કરવામાં

સહાય આપશે, તો પ્રભુમાં ભરોસો રાખી હું કહેવાને હિંમત ધરાવું છું કે આપણું રાજ્ય કાયમને માટે દુષ્કાળોની અસરરહીત બની જશે."

નામદાર પોરબંદર નરેશ એક આદર્શ, ઉત્સાહી, પ્રજાહિતસ્વી અને પ્રગતિપ્રેમી રાજવી છે. જીવન વિષેના તેમના વિચારો ગંભીર અને પર્યેષક છે; શિક્ષણ વિષેની તેમની દ્રષ્ટિ વાસ્તવિકતાભરી, વિશાળ અને ઉદાર છે; પ્રજા પ્રત્યે એમનો પ્રેમ નિઃસીમ છેઃ પરિણામે તેઓ નામદાર રાજ્ય અને પ્રજા ઉભયનું કલ્યાણ સુંદર રીતે સારા પ્રમાણમાં સાધી શકયા છે.

આ પુસ્તક તેઓ નામદારને અર્પણ કરવાની પરવાનગી માગતાં તેવી પરવાનગી આપવા બદલ અમો નામદાર મહારાજા સાહેબના અત્યંત આભારી છીયે, અને સોત્સાહ આનંદપૂર્વક આ પુસ્તક સાદર અર્પણ કરીયે છીયે.

**પ્રકાશક.**

# પ્રકાશકનું નિવેદન

અમારૂં છેલ્લું ભેટપુસ્તક "પિરામીડ ભાગ ૨ જો" પ્રગટ થયા પછી, આ પુસ્તક અમારા વાંચકોને ભેટ આપવામાં અનિવાર્ય સંજોગોને લીધે અસાધારણ વિલંબ થયો છે. ગમે એટલી લાંબી ઢીલ પછી પણ, અમે એક સુંદર ઐતિહાસિક નવલકથાનું પુસ્તક ભેટ કરી શકીયે છીયે તેનો અમને આનંદ અને સંતોષ છે.

આ પુસ્તકના લેખક કવિચિત્રકાર "મસ્તમયૂર" થી લખાયેલાં અગાઉનાં બે ભેટપુસ્તકો "ગુર્જરપતિ" ભાગ ૧ લો તથા ૨ જો ગુજરાતી સાહિત્ય આલમમાં સારો સત્કાર પામ્યાં છે. સાક્ષરો, વિદ્વાનો, પત્રકારો અને અન્ય વિવેચકોએ એ કૃતિઓની મુક્ત કંઠે પ્રશંસા કરી છે.

હવે એજ સિદ્ધહસ્ત લેખકની આ કૃતિ વાંચકોને સાદર કરીયે છીયે. આ પુસ્તકમાં લેખક આપણને ભારતવર્ષના ભવ્ય ભૂતકાળમાં, સ્વાધીનતાના આઝાદ સમયમાં, મૌર્યવંશ પછીના ગુપ્તવંશના સુવર્ણયુગમાં લઇ જાય છે. ગુપ્તવંશના સ્થાપક ચન્દ્રગુપ્ત એ આ કથાના નાયક છે, અને એના ગૌરવની આ ગાથા છે. લેખકે ઐતિહાસિક સત્યો અને હકીકતો અણીશુદ્ધ જાળવીને ગૌણ પાત્રોની મનોરમ્ય પસંદગી કરીને સુંદર અદ્ભુત વાર્તાગુંથણી કરી છે. લેખક નવલકથા લેખક છે, કવિ છે અને ચિત્રકાર પણ છે. એમના પોતાને હાથે દોરેલાં ચિત્રો આ પુસ્તકને શોભાવે છે, એ હકીકત સવિશેષ નોંધપાત્ર છે.

ભેટપુસ્તકોના પ્રકારના અમારા ધોરણ બાબત ૧૯૩૫ ની ભેટમાંના અમારા નિવેદનમાંથી એક જરૂરી ફકરો અહીં ઉતારીયે છીયે:

"એક વાતનું અમે અમારા વાંચકો–ગ્રાહકોનું ધ્યાન ખેંચવાનું અસ્થાને ગણતા નથી. તે આવાં પુસ્તકોની ભેટ. ગુજરાતનાં અન્ય સાપ્તાહિકો તથા સામયિકો (કોઇક અપવાદ બાદ કરતાં) નાં ભેટ પુસ્તકો અને 'ગુજરાત ટાઇમ્સ' સાપ્તાહિકનાં ભેટપુસ્તકો વચ્ચે તુલનાત્મક દ્રષ્ટિ કરવાનું ગુજરાતી જનતાને નિમંત્રણ આપીયે છીયે.

ઉચ્ચ પ્રકારના કાગળ, સફાઈદાર મુદ્રણુ અને ઉત્તમ કોટીનું સાહિત્ય આપવાનો પ્રયત્ન અમે કર્યો છે. ભેટપુસ્તક મફત આપવાનું હોય માટે હલકા પાતળા કાગળ, અશુદ્ધ અને બેપરવા છપાઈ, અર્થહીન ચિત્રો અને વાંચીને ભુલી જવાનું વાર્તાસાહિત્ય એનો શંભુમેળો કરી એકાદ "ચોપડી" આપવી એ નીતિ અમને કદી માન્ય નથી."

અગાઉનાં અમારાં સત્રનાં ભેટ પુસ્તકો અને આ પુસ્તક પણ, અમારા ઉપર જણાવેલા સિદ્ધાંત અને ઉચ્ચાશયની સાબીતીરૂપ છે એમ કહેવામાં કોઈ પ્રકારની અતિશયોક્તિ નથી.

અમારા પ્રથમ ભેટપુસ્તક 'ધૂમકેતુ" દ્વારા હિંદુસમાજની પુનર્રચનાનો પ્રશ્ન જનતા સમક્ષ મુકાયા પછી, 'ગુર્જરપતિ' નામક અનન્ય નવલકથાના બે ભાગ-બે દળદાર પુસ્તકો-અમે ભેટ આપ્યાં છે તે બાદ 'પિરામીડ' ના બે ભાગમાં અપાયેલાં ભેટ પુસ્તકોમાં તેના લેખકે જગપ્રસિદ્ધ ઈજીપ્તની પિરામીડમાંથી એક રોમાંચકારી કથા આલેખી છે. હવે વિદ્‌માન્ય અને લોકમાન્ય 'ગુર્જરપતિ' ના લેખકે ફરીથી પોતાની એક સુંદર કૃતિ પ્રકાશન માટે આપી ગુજરાતી સાહિત્યની ચીર-સેવા કરી છે.

આ પુસ્તકના ગુણદોષ અવલોકવાનું કાર્ય વિવેચકોનું છે; હંસ-ક્ષીર ન્યાયે એનો રસાસ્વાદ ચાખવાનું કાર્ય સર્વ વાંચકોનું છે.

આ પુસ્તકમાં લેખકે અગાઉ 'ગુર્જરપતિ' કરતાં ભાષાની શૈલિ જરા હળવી અને સામાન્ય જનતાને પચે એવી બનાવી છે, એ પ્રત્યે અમે વાંચકોનું તેમજ વિવેચકોનું ધ્યાન દોરીયે છીયે.

ગુપ્તગૌરવાન્વિત ચન્દ્રગુપ્તના ઐતિહાસિક કાળનિર્ણય વિષેની ચર્ચા લેખકે પોતાની પ્રસ્તાવનામાં કરી છે, એટલે એ વિષે અમારે ઝાઝું કહેવાનું નથી.

અમે તો 'ગુજરાત ટાઇમ્સ' સાપ્તાહિક દ્વારા અને અમારાં ભેટ પુસ્તકો મારફત તથા બીજાં પ્રસંગવશાત્ પ્રગટ કરાતા સાહિત્યથી ગુજરાત-મહાગુજરાતની અને ગુજરાતી ભાષા બોલતી સમગ્ર પ્રજાની નમ્ર સેવા કરવાનો દાવો કરીયે છીયે, અને એવી સેવાઓ કરવાની તકો અમને વધુ ને વધુ મળે એવું હમેશાં પ્રાર્થીયે છીયે.

**પ્રકાશક.**

# : મ્હારી ભૂમિકા :

**મ્હારા** 'ગુર્જરપતિ'' ''અપરાજિતા'[ ટૂંક સમયમાં પ્રકટ થનાર ] પછી લખાતી નવલકથાનું નામભિધાન છે 'ગુપ્તગૌરવ''.

કોઈક રસિક વાચકબન્ધુ એનું નામ શ્રવણ કરતાંની સાથે મ્હને પૂછશે કે, શું મસ્તમયૂર ?—આપ આપની આ નવી નવલકથામાં કંઈ ગુપ્ત-રહસ્યમય ભેદી વાર્તા ગૂંથવા ઈચ્છા રાખી છે ? હું પ્રત્યુત્તર દઈશ—'ના ભાઈ ના, એવી ભેદભરમોથી ભરપૂર ડીટેકટીવ વાર્તાઓ લખવાનો મ્હારો શોખ કે વ્યવસાયજ નથી !''

''તો પછી ''ગુપ્તગૌરવ' માં કહેવા શું માગો છો ?''

''ગુપ્તગૌરવ'' માં ગૂંથવા માગું છું હું આપણા ભારતીય ઇતિહાસના એક મહા સમુજ્જ્વલ 'સુવર્ણયુગ' ની નવલકથા.

એ ''સુવર્ણયુગ'' નો સ્રષ્ટા હતો ગુપ્તવંશનો ગૌરવાન્વિત સમરશૂર ચન્દ્રગુપ્ત

ચન્દ્રગુપ્તનું નામ લેતાંજ ભારતીય ઇતિહાસની હકીકતથી ઓછી પરિચિત-એવી વ્યકિતઓ એકજ વાત જાણે છે અને તે એ કે ચન્દ્રગુપ્ત એટલે નન્દવંશનો ઉચ્છેદક મૌર્યવંશનો સંસ્થાપક ભારત-ખ્યાત ચાણાક્ય વિષ્ણુગુપ્તનો પ્રાણસખા-દિલોજાન દોસ્ત !

એ ચન્દ્રગુપ્ત મહારાજ તે મૌર્યવંશના પ્રથમ નૃપતિ-પણ આપણી નવલકથાના નાયક ચન્દ્રગુપ્ત તે ગુપ્તવંશની ગરિમા-ગાથા ગૂંથનાર શકારિ.

—અર્થાત્ મૌર્યવંશ પછી કણ્વ, શુંગ, આન્ધ્ર, કુશાન અને ત્યારબાદ આવે આપણી નવલકથાનો સુવર્ણયુગ ગુપ્તવંશ.

ગુપ્તવંશના સમરમણિ ચન્દ્રગુપ્તની નવલકથાની ભૂમિકામાં

મૌર્યવંશના ચન્દ્રગુપ્તનું નામ સૂચન કરવામાં મ્હારા બે હેતુ છે, એક તો સમાન્ય વાચકવર્ગને ઇતિહાસભૂલમાંથી ઉગારવાનો અને બીજો હેતુ બન્ને ચન્દ્રગુપ્તોમાં જણાતી કૈં કૈં સમાનતાઓ રજૂ કરવાનો.

મૌર્ય અને ગુપ્તવંશના ચન્દ્રગુપ્તો વચ્ચે મ્હને ઘણું સામ્ય જણાય છે.

મૌર્ય-ચન્દ્રગુપ્તે પોતાના અતુલ સાહસ, શૌર્ય અને સન્મિત્ર ચાણાક્ય જેવાની પ્રખર બુદ્ધિપ્રભાની સ્હાયથી શયતાન સરકાર મહાપદ્મનન્દની સ્હામે બળવો કરી સામ્રાજ્યલક્ષ્મી સંપાદન કરી-સ્વબાહુબલે વિલસાવી-તેમજ આપણા ગુપ્ત-ચન્દ્રગુપ્તે પણ-પાટલી પુત્રની જૂલ્મી શકસત્તાથી ત્રાસી ઉઠેલી બ્રાહ્મણજનતાને સાથ આપી. તે જૂલ્મી સત્તાની સ્હામે બળવો જગાડી શકસત્તાના છેલ્લા છોટા સમા શકાદિત્યને જડમૂળથી ઉખેડી, ઉસેડી દાબ્યા અને પ્રજાની સુરૂચિને સાનુકૂલ બની મહાપ્રતાપી ગુપ્તસામ્રાજ્યની જડ ઘાલી.

સમ્રાટ સમુદ્રગુપ્ત અને દ્વિતીય 'ચન્ગુપ્ત-વિક્રમાદિત્ય" મહાન કે સમુદ્રગુપ્તના પિતા અને વિક્રમાદિત્યના દાદા ગુપ્તવંશના સંસ્થાપક પ્રથમ ચન્દ્રગુપ્ત મહાન ?

પ્રથમ ચન્દ્રગુપ્તની મહત્તા માનવામાંજ સમુદ્રગુપ્ત અને વિક્રમાદિત્યની મહત્તા સમાઇ જાય છે !

કોણ કહે છે પ્રથમ ચન્દ્રગુપ્ત મહાન નથી ? કે જેણે એકલ હસ્તે જૂલ્મી શકસત્તાનું ઉન્મૂલન કર્યું !

કોણ કહે છે પ્રથમ ચન્દ્રગુપ્ત તે સાગરસિંહ સમો શૌર્યનો સળગતો જ્વાલામુખી ન્હોતો ?-જેણે દીન ક્ષીણ થતી ભારતલક્ષ્મીનો સમુદ્રગુપ્ત સમો સિંહસુત સમર્પી-સૂનો ખોળો શણગાર્યો !

જે શકસત્તાના જૂલ્મોની સ્હામે ભારતગાથામાં પ્રતાપી મનાતા

સૂર્યવંશધર વૈશાલિરાજ લિચ્છવિપતિની પણ માથું ઉંચકવાની તાકાત ન્હોતી—

ત્હેની સ્હામે એણે સમરાગ્નિથી સળગી ઉઠી શમશેર ઉઠાવી.

—અને ભારતવર્ષના ભ્રષ્ટ-નષ્ટ થતાં શુધ્ધ બ્રાહ્મણત્વનો સંરક્ષી મ્યાન કરી !

એ તો હતો એક સામાન્ય સરદાર, ઠાકોર જેવો—ન્હાના પ્રદેશનો ધણી.

એની શકિત શી-એનાં સાધનો ક્યાં એની સંપત્તિ શી-એને પીઠબળ કયું—કે એ સાધનસંપન્ન શકસત્તાની સ્હામે સર ઉઠાવી, બળવો કરી સામેસાજો રહી શકે ?

ભારતીય નેપોલિયન સમ્રાટ સમુદ્રગુપ્તના પિતા એ ચન્દ્રગુપ્તની સમગ્ર સંપત્તિ હતી-સાહસ, શૌર્ય અને બાહુબલ !

"ગુપ્તગૌરવ"ના પ્રથમ ખણ્ડમાં તો એ માતાની આજ્ઞાનું પાલન કરી— બબળવાખોર પિતાનું માથું લેઇ પાટલીપુત્રમાંથી અણિશુદ્ધ ન્હાસી જતો વાચકને દૃષ્ટિગોચર થશે—

—પણ 'ગુપ્તગૌરવ"ના દ્વિતીયખણ્ડમાં એ ગુપ્તસામ્રાજ્યના સુવર્ણયુગના સંસ્થાપક તરીકે દેખા દે ત્યાંસુધી વાંચકે ધીરજ રાખવી પડશે !—

—અને "ગુપ્તગૌરવ"નો તૃતીયખણ્ડ પણ લખાશે પણ તે નામ ધારણ કરશે 'સમુદ્રગુપ્ત"—વળી ચતુર્થખણ્ડ ગૂંથાશે. તે નામ પડાવશે કઇબા પાસે "ગરૂડધ્વજ."

આમ મ્હારી ગણત્રી મુજબ તો મ્હારા "ગુપ્તગૌરવ"નો સુવર્ણ-યુગ ચારખણ્ડમાં સંપૂર્ણ થશે-પછી તો જેવી ભગવતી સરસ્વતીની કૃપા !

મ્હારી નવલકથાના કાલને માટે આંગ્લ ઇતિહાસકાર શ્રી૦ વિન્સેન્ટ સ્મિથ આમ કહે છેઃ

"Nothing definite is recorded concerning the dynasties of Northen India, excluding the Panjab, during the third century, and the early part of the fourth. The imperial city of Pataliputra is known to have continued to be a place of importance as late as the fifth century, but there is little indication of the nature of the dynasty which ruled there during the third. Probably, for at any rate the greater portion of the period, the city was under Saka (શક) rule. The high importance attached by the founder of the Gupta era in A. D. 320...

ઉત્તર ભારતના રાજાઓની વંશાવળી બાબતમાં પંજાબ સિવાય ત્રીજા અને ચોથા સૈકાના પૂર્વ ભાગની કંઈ પણ ખાસ ઐતિહાસિક ઘટના પ્રાપ્ત થતી નથી. ચોથા સૈકા પહેલાં પાટલીપુત્ર નગરની પાટનગર તરીકેની કીર્તિ તો સર્વત્ર ગૂંજી રહી હતી. પણ ત્રીજા સૈકામાં એ ઇતિહાસખ્યાત પાટનગરમાં કયી સત્તા રાજ્ય કરતી હતી એ બાબતમાં એવી કંઈ ખાસ ઐતિહાસિક નોંધ પ્રાપ્ત થતી નથી! છતાં અનુમાન થાય છે કે એ સમયના ગાળામાં ત્યાં શકવંશનો કોઈક રાજા રાજ્ય કરતો હશે-બાકી ખ્યાતિ અને કીર્તિ તો પ્રસરી એ મહાનગર પાટલીપુત્રની ઇ૦ સ૦ ૩૨૦ માં-ચન્દ્રગુપ્તના ગુપ્ત-વંશના સંસ્થાપન પશ્ચાત્.

—અને ઉત્તરભારતની સાર્વભૌમ સત્તાઓની બાબતમાં પણ એઆંગ્લઇતિહાસકાર કહે છે:

"Twice in the long series of centuries

dealt with in this history, the political unity of all India was nearly attained; first, in the third century B. C., when Asoka's empire extended almost to the latitude of Madras; and again, in the fourth century after Christ, when Samudragupta carried his victorious arms from the Ganges to the borders of the Tamil country.

× × × ×

The paramount power in early times, when it existed, invariably had its seat in Northern India–the region of the Gangetic plain lying to the north of the great barrier of jungle–clad hills which shut off Deccan from Hindustan.

આંગ્લ ઇતિહાસકાર કહે છે કે ભારતવર્ષના ઇતિહાસમાં સાર્વભૌમ સત્તા સ્થાપવાના અને વિસ્તારવાના બે મહાન પ્રયાસો થયા હતા—એક તો ત્રીજા સૈકામાં સમ્રાટ અશોકે સાર્વભૌમત્વ ભોગવ્યું અને ચોથા સૈકામાં સાર્વભૌમત્વનો કીર્તિકીરિટ ધારણ કર્યો ભારતીય નેપોલીયન સમ્રાટ સમુદ્રગુપ્તે દિગ્વિજય કરી-ગુપ્તસામ્રાજ્યનો વિશ્વ-ખ્યાત "ગરૂડધ્વજ" ફરકાવી.

હવે હું એક છેલ્લો મુદ્દો રજૂ કરી આ "મ્હારી ભૂમિકા" સમાપ્ત કરીશ.

મ્હારી વાર્તાના વસ્તુને માટે જે વધારે પ્રકાશ પ્રાપ્ત થયો છે તે બનારસ યુનીવર્સિટીના ઇતિહાસના આચાર્ય બંગીય ઇતિહાસકાર સ્વ૦ રખાલદાસ બન્દોપાધ્યાય (બેનરજી) પાસેથી. સ્વર્ગસ્થ એ કાલના ઇતિહાસને માટે લખે છે:

"સુન્દર પાટલીનગરમાં આ સમયે શકરાજ શકાદિત્ય રાજ્ય

કરતો હતો, પ્રાચીન મગધ ત્હેના તાબામાં હતો. તીરભુક્તિ ભૂપાળો પાટલીપતિ શકરાજના ચરણમાં મસ્તક નમાવતા હતા, અને પ્રતિ-વર્ષ ત્હેને ખંડણી સ્વરૂપે મુકરર રકમ પણ આપતા. વૈશાલિનો પ્રાચીન લિચ્છવીરાજવંશ અવનત દશા ભોગવતો હતો અને ન છૂટકે શકાદિત્યનું અધમ શરણું કબૂલ કરી રહ્યો હતો એક સામાન્ય ભૂસ્વામી—ન્હાનકડા ઠાકોર, જમીનદાર જેવું લિચ્છવીરાજ જીવન ગુજારી રહ્યો હતો. શકાદિત્યની જૂલ્મી સત્તાથી અને અસહ્ય અત્યાચારોથી સમગ્ર મગધ જર્જરિત, જીર્ણ વિદીર્ણ થઇ ગયો હતો. અત્યાચારથી પીડિત પ્રજા પ્રાણરક્ષા માટે આમતેમ ન્હાસભાગ કરી રહી હતી મગધના બ્રાહ્મણો શકાદિત્યનો અમાનુષી અત્યાચારોથી સળગી ઉઠયા અને શકસત્તાને નિર્મૂલ કરવાને લિચ્છવીરાજની સ્હાય માંગવા વૈશાલિ પ્હોંચી ગયા-પણ શકાદિત્યની સ્હામે લિચ્છવીરાજે માથું ઉંચકવાની હીંમત ના બતાવી—ત્યારે બ્રાહ્મણોને એક સામાન્ય સરદાર ચન્દ્રગુપ્તે સાથ આપ્યો અને શકસત્તાના જૂલ્મોને જેર કરવાને એક મહાબળવો જગાડયો—બળવામાં પીડિત પ્રજાપુંજે ત્હેને સાથ આપ્યો—અન્તે ચન્દ્રગુપ્તનો વિજય થયો. પ્રથમ વરી એ મગધ—માનવમણિને મગધની સામ્રાજ્યલક્ષ્મી અને પછી વરી લિચ્છવીદુહિતા—ભારતીય નેપોલિયનની ભાવિમાતા કુમારદેવી."

ગુપ્તગૌરવ" ના પ્રથમખણ્ડમાં ફક્ત શકાદિત્યના સડેલા રાજ્ય-તન્ત્રનુંજ ચિત્ર આલેખવાનો પ્રયાસ કરાયલો છે એટલે દ્વિતીયખણ્ડમાં ચન્દ્રગુપ્ત સત્તા ઉપર આવે અને મહારાજાધિરાજના પ્રજાપ્રતિનિધિ-પદની પાટલીનગરની પ્રજા વરણી કરે ત્યાંસુધી વાચકે ધીરજ રાખવાની જરૂર છે એવું ફરી એકવાર કહી હું "મારી ભૂમિકા" નું ચણતર અને રંગરોગાનનું કાર્ય પૂરૂં કરૂં છું.

કાર્તિક વદ, ૧૧, ૧૯૯૫,<br>
તા. ૧૮ : ૧૧ : ૧૯૩૮<br>
**નડિયાદ.**

**"મસ્તમયુર"**

"ગુજરાત ટાઇમ્સ" નાં અત્યાર સુધીમાં
પ્રગટ થયેલાં

# ભેટ પુસ્તકો

| | |
|---|---|
| ધૂમકેતુ (નકલો શીલકમાં નથી) | |
| ગુર્જરપતિ (ભાગ ૧ લો) | રૂ. ૩–૦–૦ |
| ગુર્જરપતિ (ભાગ ૨ જો) | રૂ. ૩–૮–૦ |
| પિરામીડ (ભાગ ૧ લો) | રૂ ૧–૮–૦ |
| પિરામીડ (ભાગ ૨ જો) | રૂ. ૧–૦–૦ |

ઉપરનાં ચારેય પુસ્તકો એકી સાથે લેનારને હિંદમાં પોસ્ટેજ સાથે રૂ. ૬) માં આપવામાં આવશે.

હિંદ બહાર–દશ શીલીંગમાં (પોસ્ટેજ સાથે) આપવામાં આવશે.

લખો—

મેનેજર, ગુજરાત–ટાઈમ્સ,
નડિઆદ.

# પ્રકરણ ૧ લું.



## મોડો મુસાફિર.



ઐરાવતની પાષાણપ્રતિમા જોતો'તો એ.

સમગ્ર આકાશની કાલિમા લેઇને અન્ધકાર ધીમે ધીમે પૃથ્વી પર ઉતરતો હતો.

માર્ગની ડાબી બાજૂના શાન્ત સરોવરમાં કોઇક કમળની સોડમાં સૂતેલું હંસહંસિણીનું જોડું ઘડીએઘડી ચકબક ચકબક કરી ઉડતું હતું–તે સિવાય સર્વત્ર શાન્તિ હતી.

ઐરાવતની જમણીબાજૂની નીચી છતાં ગીચ અને ભૂંખરા રંગની ન્હાની ઝાડીની નીચે–એક મયૂર પોતાની માનુનિ મયૂરીને મનાવવા, રીઝાવવા અને રસાળ બનાવવા પોતાનાં મનોહર મદભર પિચ્છપુંજથી સુન્દર કલા કરી રહ્યો હતો.

રિસાયલી મયૂરી માની ગઇ.

–અને મયૂરની સ્હામે નર્તિકા બની પ્રાણેશ્વરનાં પ્રેમભર્યાં આનન્દાશ્રુનાં તેજસ્વી મોતી પોતાની ચાંચ વડે વીણવા લાગી.

–અને ઉંચે આકાશમાંથી ખડતલ યોદ્ધાઓ જેવા ઘનખણ્ડોને ખણ્ડવિખણ્ડ કરી–મહાત કરી–નિશાપતિ ચન્દ્રે પૃથ્વી પર ડોકિયું

કર્યું—ત્હેના મુખ પર ચાંદનીરૂપે વિજયનું ધવલ હાસ્ય ફરકતું હતું.

આપણા મુસાફિર આતુરતાથી ઐરાવતની પાષાણમૂર્તિની જરા પાસે ગયો અને સાનન્દાશ્ચર્ય ભરી આંખોથી મૂરતિને પગથી તે માથા સુધી ઝડપથી નિહાળતા નિહાળતા બોલી ઉઠ્યો, "કોણ ?—સમ્રાટ ?—પરમમાહેશ્વર અશોક ?"

મહારાજાધિરાજ અશોકની પ્રતિમાએ તો એને જવાબ ન આપ્યો પણ આપણા વિચક્ષણ મુસાફિરે અશોકની પત્થરની છતાં આનન્દમયી આંખોમાં અતીતનો ઇતિહાસ વાંચી લીધો. અશોકની આંખોમાં આઝાદીનો ઉન્માદ ન્હોતો—પણ પ્રેમ અને દયાનો સાગર હીલોળતો હતો !

અશોકના ઓષ્ઠોની પાષાણપત્તિયોએ ત્હેને મૂકભાષામાં કહી દીધું કે પ્રેમ અને દયાથી—સેવા અને સ્વાર્પણથી—સહનશીલતા અને વિશુદ્ધતાથી પાંગરેલી, આનન્દમયી માના સ્વરૂપ સરિખી એ આઝાદી—એ સ્વતન્ત્રતા—એ મુક્તિ—સમગ્ર સંસારનું કલ્યાણ સાધી શકે છે—પણ એવી આઝાદી—એવી સાચી શાશ્વત સ્વતન્ત્રતા જગતમાં કોઈક લોકોત્તર મહાપુરુષોજ સ્થાપી શકે છે !

એણે આકાશ તરફ જોયું અને નવી દિશામાં કોઈ એક નવા ગ્રહને પોતાનું નવું આસન માંડતો જોયો.

મુસાફિરે મન સાથે વાત કરી, "અગિયાર પ્રહર વીતી ગયા લાગે છે—મ્હારે બાર પ્હેલાં તો પાટલીપુત્રના સિંહદ્વારે પ્હોંચીજ જવું જોઇએ !"

ફરી એણે પ્રતિમાના મુખ તરફ જોયું અને બોલ્યો, "મહારાજ !—પરમમાહેશ્વર ! પરમભટ્ટારક !—હું ન્હાનો માણસ અતિશય મ્હોટું કાર્ય કરવા મેદાને પડયો છું !—હું પાટલીપુત્ર જાઉં છું—બાપને બન્દીખાનામાંથી છૂટા કરી ઘર લાવવા—અને તે પણ નરપિશાચ શકરાજના પંઝામાંથી—પોતીકું મ્હારૂં કોઇ નથી—સાથ નથી—સંગાથ નથી ! ફક્ત તહમને જોયા—અને મનથી મ્હારા માન્યા !—તો મહારાજ ! બાલકને

આશીર્વાદ આપો !–" એમ બોલી ત્હેણે કમર પરના મિયાનમાંથી તલ્વાર બ્હાર કાઢી અને પ્રતિમાના ચરણોમાં મૂકી–

હાથ જોડયા–

માથું નમાવ્યું–તલ્વાર ઉઠાવી લીધી–અને ગદ્‌ગદ્‌ કણ્ઠે બોલ્યો, "માથું આપીશ ને મુક્તિ મેળવીશ, કાર્ય સાધીશ–પણ પરાસ્ત થઇ પાટલીપુત્રનું તોરણદ્વાર નહીં છોડું !–તો જય જય મહારાજ !" ત્હેણે ઘોડાની લગામ ખેંચી અને ઢીલી મૂકી.

ઘોડાએ આગળ પગલાં માંડયાં અને કોણજાણે ફરી પાછું શું યાદ આવ્યું તે ઘોડાને થંભાવ્યો–પાછો ફેરવ્યો.

તે બોલ્યો, "મ્હને પૂછો છો મહારાજ !–હા, બનશે તો પ્રેમ અને દયાથી સ્વાતન્ત્ર્ય પ્રાપ્ત કરીશ–પછી તો જેવા સંજોગ ! નિર્દોષ જનતાને નહીં રંજાડું !–પરન્તુ મુક્તિમાર્ગમાં આડા ઉભેલા થોરિયા જેવા દેશદ્રોહીઓને તો રેંસી નાંખીશ !–લ્યો, ત્યારે જય, જય —"

અન્તરિક્ષમાંથી કોઇક બોલતું હોય તેવા પડઘા ત્હેના કાને આથડયા–

"પાટલીપુત્રના ભાગ્યવિધાતા ! ત્હારૂં ભાગ્યપત્ર આજથી ફરે છે–જન, ત્હારાં પાસાં પોબાર છે–અત્યારે સાક્ષાત્ ભૂતનાથ સુદ્ધાંત ત્હારો વાળ સરખો વાંકો કરી શકે એમ નથી !"

ત્હેણે ઘોડાને ફેરવ્યો–એક એડ મારી ને તે તેજી બની પૂરપાટ પવનવેગે દોડવા લાગ્યો.

દોડતે ઘોડે મુસાફિરે આકાશ તરફ નઝર નાંખી.

ત્હેણે બે તારાઓ ખરતા જોયા !

આગળ હતો એક મ્હોટો તારો અને પાછળ ઉતરતો'તો બીજો ન્હાનો !

મુસાફિરના મ્હોંઢા પર સહજ સ્મિત ફરકયું—

અને સમીરવેગે હેની નઝર સ્હામેથી એક સુન્દર જાગૃતસ્વપ્ન પસાર થઇ ગયું.

હેણે ચારુ ચન્દ્રમાં કીર્તિ અને વિજયની પાંખો ઉપર સંસ્થાપિત એક સિંહાસન જોયું-

તે ડોલતું હતું-ડગમગતું'તું !-પડયું !-એ, પડયું-

હેણે નીચી નઝર કરી લીધી. એટલામાં તો હેની આંખોએ પાટલીપુત્રના સિંહદ્વારને બંધ થતું જોયું-

એ પળો પ્હેલાં હેના કાનોએ દ્વાર બન્ધ થવાના સૂચન રૂપ છેલ્લો ચોસઠમો ઘન્ટનાદ શ્રવણ કર્યો હતો પણ તે અર્ધસ્વપ્નાવસ્થામાં.

તે સહસા સચેત અને જાગૃત થઇ ગયો.

"ઉભો રહે !-" મુસાફિર બોલ્યો.

"શકરાજનો મનાઇ હુકમ છે !"

"શું કહ્યું !"

"કે મોડી રાતે પરદેશીને ન પેસવા દેવો.

"પણ આ પરદેશી મનાઇ હુકમનો ભંગ કરવાનો રસિયો છે-અને મોડી રાત્રે પણ માર્ગ કરે એવો છે !" એમ કહી હેણે હાથમાંના લાંબા ભાલાથી-બન્ધ કરાતાં દ્વારને પાછું ધકેલ્યું.

દ્વાર તો ખુલીજ ગયું-પણ દ્વારને પાછું ધકેલી રાખવાનો પ્રયાસ કરતો દ્વારપાળ-ભાલાના અણિયાંથી વિંધાઇ જઇ જમીન પર ઢગલો થઇ પડયો.

-ગરિબ બિચારો દ્વારપાળ !

એનાં આંતરડાં બ્હાર નીકળી પડયાં હતાં. તે મરવાની અણીપર હતો-ડચકિયાં ખાતો હતો-પણ કૈંક અસ્પષ્ટ બોલતો હતો, "મ્હારાં ગરિબનાં બૈરી-છોકરાં-શોક—"

તે વધુ ન બોલી શક્યો.

ઘોડા પરથી ઉતરી મુસાફિર પ્રેમ અને દયાભરી–આંસુભીની આંખે ઘુંટણીએ પડ્યો અને ત્હેને માથે હાથ ફેરવતાં ફેરવતાં બોલ્યો, "ભાઈ!–ભાઇ! હું પાળીશ–પોષીશ અને પાટલીપુત્રની સ્વતન્ત્રતાના યજ્ઞમાં પ્હેલી લોહીની અંજલિ આપનાર એક વીર તરિકે ત્હારો આજ દ્વારે પાળિયો ઉભો કરીશ. ભાઇ!–હું—"

ત્હેણે જોયું કે દ્વારપાળે પ્રાણ છોડયો છે અને વધુ ન બોલતાં તે ઝટ ઉભો થઈ ગયો અને ઘોડા પર સ્વાર થઈ ત્હેણે આગળ ચાલવા માંડયું. ત્હેણે છેલ્લા દરવાજા આગળનો બ્રાહ્મણવાડો વટાવ્યો અને તે એક વિશાળ ચોકમાં આવી ઉભો.

નગરના રસ્તા સૂનસાન હતા.

તે એક વખત દશબાર વર્ષની વયે પાટલીપુત્રમાં બળવા વખતે પોતાના બાપ ઘટોત્કચની સાથે આવ્યો હતો.

તે સમયે—

એ અત્યારે ઉભો છે તેજ સ્થળેથી એના બાપને શકરાજના સનિકો બન્દીવાન બનાવી લેઈ જતા હતા એ ચિત્ર ત્હેની નજર સ્હામે તરી આવ્યું.

તે વખતે ત્હેની ન્હાની આંખો આંસુથી છલકાતી હતી–પણ જો એ પ્રસંગ આજે બન્યો હોત તો એની–આની આજ આંખો આંસુથી નહીં પણ લોહીથી છલકાતી હોત!

તે અત્યારે પાટલીપુત્રના વિખ્યાત ચન્દ્રચોકમાં ઉભો હતો. મૌર્ય ચન્દ્રગુપ્તની કીર્તિએ એ નામ પાડયું હતું.

તે ઉભો હતો ત્હેની સ્હામેના ન્હાના માર્ગની છેડેજ અજાતશત્રુનો મહાલ જર્જરિત છતાં હજુ વસી શકાય એવી દશામાં ઉભો હતો.

અજાતશત્રુ–મહાલના માર્ગની સ્હામેનાજ ચન્દ્રચોકમાં એક સવા

ત્રણ હાથ ઉંચી અને સવાપાંચ ચોરસહાથની શ્વેત આરસવેદી આવી રહી હતી. લોકો એને બુદ્ધપગલી કહેતા.

અહીં ભગવાન બુધ્ધે પગલીઓ પાડી હતી—અને તે પૌરાણિક કાલમાં પાટલીપુત્રના સમ્રાટ અજાતશત્રુના મિલન માટે.

લોકોકિત કહેતી હતી કે મદોન્મત્ત અજાતશત્રુએ ભગવાન બુદ્ધની સમક્ષ પોતે કરેલા પોતાના પિતાના ખૂનનો આ વખતે એકરાર કર્યો હતો—

જે કથા બુદ્ધ પગલીઓ હજુય ગૂંજિ રહી હતી.

વર્તમાન પાટલીપુત્રના પ્રધાને એ અગ્નનમહાલને પોતાની હવેલી સાથે એવી રીતે જોડી દીધો હતો કે તે ખંડિયેરોમાંથી પસાર થયા બાદજ ત્હેના મકાને પ્હોંચી શકાતું.

મુસાફિરને પણ પાટલીપુત્રના અમાત્ય અરૂણદત્તને ત્યાંજ જવું હતું એટલે ત્હેણે પોતાનો ઘોડો ખંડિયેર તરફ દોર્યો અને પોતે તે પરથી ઉતરી પડ્યો.

ત્હેણે ખંડિયેરના એકાદ થાંભલે અશ્વને બાંધ્યો અને પછી કમર પરની તલ્વાર તપાસી જોઇ.

તે ખંડિયેરમાં પેઠો.

ખંડિયેરની મધ્યમાંજ એક પત્થરની પાંચ છ હાથ ઉંચી દીવી અને ત્હેમાં તેલનો દીવો સળગી રહ્યો હતો.

દીવાની વાટ એવી તો જાડી હતી કે જાણે ન્હાની મશાલ બળી રહી હોય એટલો પ્રકાશ આપતી હતી.

તે દીવાનાં અજવાળામાં જઇને કેઃ લગીની ભાળ-ખબર કાઢી આવ્યો.

ત્હેણે જોયું કે—

મોડી રાત્રેજ પ્રધાનજીને બરાબર સાચવવા જોઇએ-એવી માન્યતા-

વાળા પ્હેરેગીરો બાર વાગતાની એક ઉંઘ કાઢી રહ્યા હતા.

તે વધુ આગળ ગયો.

અધખુલ્લું બારણું ધીમેથી ઠેલીને દાદર પણ જોઈ આવ્યો.

તે પાછો દીવી તરફ ગયો.

હાથમાંના ભાલાના અણિયા વડે બળતી દીવાની વાટ છેદી નાંખી દીવો હોલવાઈ ગયો.

હાથમાંનો ભાલો ખૂણામાં મૂકી દીધો.

મુસાફિર દરવાજાને ડાબી જમણી બાજૂ પરે બેસી ઉંઘતા દરવાનો પાસે ગયો.

ખૂબ સાવધાનીથી બન્નેનાં હાથમાંથી ઉંઘમાં ઢીલી પડી રહેલી તલ્વારો લેઇ લીધી—અને બે તલ્વારો બારણાંના બે ટોલ્લાઓ ઉપર સાચવીને મૂકી દીધી—પછી બન્નેની બે હાથે એકી પળે કાનપટ્ટીઓ પકડી.

બન્ને દરવાનો "ઉંહૂં !" કરી ઉઠ્યા.

"ઉભો થા !—ઉભો થા !" મુસાફિરે દાંતપીસી ધીમા પણ રૂઆબદાર અવાજે બન્નેને ઉભો હૂકમ સૂણાવી દીધો.

બન્ને દ્વાર રક્ષકો વગર આનાકાનીએ બેઠેથી ઉભા થઇ ગયા.

એક ધ્રજતા અવાજે પૂછ્યું, "કોણ ?"

બીજાને તો આખા શરીરમાં કમ્પારી વ્યાપી ગઇ અને ભયથી ત્હેનાથી—"બો—બાપ રે !" કહેવાઇ ગયું.

મુસાફિરે ફરી ધીમા પણ ગંભીર અવાજે કહ્યું, "અજાતશત્રુ."

અને કાનપટ્ટી છોડી દીધી. કારણ ત્હેને વરસો પર થઇ ગયેલા અજાતશત્રુના નામનો લોકમાં આધુનિક પ્રચલિત પ્રભાવ જોવાનું મન થઈ આવ્યું હતું.

એક દરવાન "શત્રુઉઉઉ...?" બોલતો મુઠ્ઠીવાળી નાઠો.

બીજો "ભૂઉઉઉત—!" બોલતો બોલતો જીવ લઈ ભાગ્યો.

મુસાફિર ઘડીભર અન્ધારામાં ઉભો રહ્યો અને માનવસ્વભાવે "અજાતશત્રુ" જેવા સમ્રાટની સરજેલી કલ્પનાસૃષ્ટિ પર હસ્યો.

દ્રિમેટના પ્રતાપે લિચ્છવીરાજની દીકરી જેનાં ઘણાં નામ હતાં—જેવાં કે છેલના, વાસવી, ચેતકકુમારી, વૈશાલિ—હેનો દીકરો અજાતશત્રુ.

પિતૃહન્તા અજાતશત્રુએ કોશલ જીતી—માના બાપની નગરી વૈશાલિ પર નજર માંડી—વૈશાલિ જીતી.

ગંગા—જમુના વચ્ચેના પ્રદેશ પર સત્તા સ્થાપી.

સોણ અને ગંગાના સંગમ ઉપરના એક ન્હાનકડા પાટલી ગામને હેણે શહેર બનાવ્યું.

હેના દીકરા દર્શકે શણગાર્યું.

—અને દર્શકના દીકરા ઉદયે કિલ્લેબન્દી કરી શહેરને મજબૂત બનાવ્યું.

પટલપુષ્પોની ઉત્પત્તિવાળું ન્હાનું નિર્જન ગામડું ગૌરવવન્તું બન્યું.

—અને કુસુમપુર, પુષ્પપુર અથવા તો પાટલીપુત્ર કહેવાયું.

અજાતશત્રુએ જેને જન્મ આપ્યો,

દર્શકે પાલનપોષણ કર્યું,

ઉદયે રક્ષણ કર્યું—

હેણે મૌર્યકુલાવતંસ પ્રથમ ચન્દ્રગુપ્તે મહાપદ્માદિ નવનન્દોનો દોર દૂર કરી પોતાની રાજ્યધાની બનાવ્યું.

મુસાફિરની મૂગી વિચારમાલામાંથી છેલ્લું એક મહાવાક્ય સ્ફુર્યું, "પ્રતાપી મગધેશ્વરની રાજધાની પુષ્પપુર, પાટલીપુત્ર આજે શયતાન શકરાજના પંઝામાં પડી છે? શી કાલની કુટિલ ગતિ છે!—તો ફરી એકવાર હું સપથ લેઈ કહું છું કે પાટલીપુત્રને આ કાલફાળમાંથી

મુક્ત કરીશ—અને જો મ્હારૂં ચાલશે—જનતા મ્હને સાથ આપશે તો એને હું સારાય ભારતવર્ષની ભવ્ય રાજધાની બનાવીશ !"

તે આગળ વધ્યો.

ઉપર ચ્હડ્યો—સાવચેતીથી દાદરનાં પગથિયાંનો ખડખડાટ ન થાય જરાય તેવી રીતે.

તે જ્યાં આવી ઉભો હતો તે એક સામાન્ય ઓરડો હતો. આ કક્ષમાંથી બીજા કક્ષોમાં જવાતું હતું.

દાદરની સ્હામેની ન્હાની ઓરડીનું બારણું અધખૂલ્લું જણાયું અને ત્હેમાં બળતા દીવાનો આછો પ્રકાશ થોડાક કિરણો બારણાની ફાડમાંથી બ્હાર ફેંકતો હતો.

તે બારણા પાસે ગયો.

આસ્તેથી જરાક ત્હેણે વધારે બારણું ઉઘાડ્યું.

છત્રીપલંગ પર એક જુવાનને લેટતો જોયો. ઓરડાનું વાતાવરણ બદબો ભરેલું લાગતું હતું.

પલંગની પાસેજ માથા તરફ એક ન્હાનો ભૂરા આરસનો બાજઠ પડ્યો હતો. ત્હેની ઉપર સુવર્ણની ન્હાની ન્હાની કટોરીઓ અને વારૂણીપાત્રો અસ્તવ્યસ્ત પડ્યાં હતાં.

સુરાભક્તને શાન્તિથી સૂતો મૂકી તે આસ્તે પગલે બ્હાર નીકળી પડ્યો અને બ્હારથી દ્વારની સાંકળ વાસી દીધી.

સામાન્યકક્ષની ડાબી બાજૂએ આવેલો ત્રીજે માળ જવાનો બીજો દાદર તે ચ્હડ્યો.

ત્હેણે ચિત્રકારને ચિતરવામાં ચતુરાઇ દર્શાવવી પડે તેવું એક વિલક્ષણ સજીવન ચિત્ર જોયું.

હુક્કાની નળીથી તેટલા ભાગમાં સફેદ થઇ ગયેલા—અને કિનારિ-

ચેથી કાળા પડી ગયેલા બે વૃદ્ધ ઓષ્ઠો એક ગોરીના ગાલોની પુષ્પપત્તિયોને કલંકિત કરી રહ્યા હતા.

હથેળી વચમાં આડી ધરીને તે "ઉંહૂં-ઉંહૂં !" કહેતી, આનાકાની કરતી, રૂપરાણીને તે વૃદ્ધના નિર્બળ હસ્તો બાથમાં કચડી નાંખવાનો પ્રયાસ કરતા હતા.

આબરૂનો ભય અને પ્રતિષ્ઠાનું ભૂત જ્યારે આડે આવી અટક-ચાળું કરે છે—ત્યારે ગમે તેવા સત્તાધીશને પણ પ્રતિકૂલ સંજોગાનુસાર પ્રતિપક્ષીને મને કે કમને પણ નમતું આપવું પડે છે—આ માનવસ્વ-ભાવના લક્ષણની નિર્બળ બાજૂ આપણા દાદરમાં ઉભેલા મુસાફિરની નજરે ચ્હડી.

પાટલીપુત્રના દુર્દાન્ત પ્રધાન અરૂણદત્તને જેર કરવાની—પોતાનું ધારેલું કાર્ય સરલતાથી સાધી લેવાની આ સુન્દર તક તે હાથમાંથી એમ ને એમ—નિષ્ફળ સરી જવાદે એવો કંઈ મૂર્ખ ન્હોતો !

ત્હેણે દાદર પર આગળ ધપતાં, "જય, જય ! મુરબ્બી !" જેવા મુત્સદ્દીભર્યા સમ્બોધન-શબ્દોથી—ગંભીર મુખાકૃતિ રાખી વિનય દાલવ્યો.

—અને પ્રમદાને બાહુપાશ ભરી રસના રાસ રમાડવાની તૈયારી કરી રહેલી વૃદ્ધ વિલાસમૂર્તિએ પૂંઠ ફેરવી—

પોતાનાજ વિલાસભુવનમાં—

અને તે ય વળી આનન્દના એકાન્તમાં—આમ એકાએક ભંગ પાડનાર વ્યક્તિને તે ભવાં સંકુચિત કરી, તિરછી નજરે, ઘડીભર તો એકીટશે જોઇ રહ્યો.

પણ બીજીજ પળે ત્હેની આંખોમાંનો તિરસ્કાર છૂપાઇ ગયો—

ત્હેની કાયા કમ્પતી હતી—અને એની પેલી માયા પોતાના માલિકની રેવડી દાણાદાણ થતી જોઇ હસતી હતી—

પણ છાનું અને નિરવ —

ત્હેણે વળી એક અટકચાળું પણ કર્યું–પ્રધાનજીની પૂંઠળના એક ખૂણામાં ગોઠવેલી ચાંદીની દીવી તરફ ત્હેની નઝર ગઇ.

દીવીમાંની જ્યોત જરાક ઝાંખી પડી ગઈ હતી.

પાટલીપુત્રની નગરનારીએ–માયાએ બાજૂમાં લટકતી તૈલકુપ્પીમાંથી ત્હેમાં થોડુંક તેલ પૂર્યું—

—અને ઓરડો વધારે સમુજ્જ્વલ બન્યો. પ્રધાને તરતજ પૂંઠ ફેરવી જોયું.

ત્હેની આંખોમાં કચવાટ અને ખિજવાટ બન્ને હતાં–પણ માયા એ બન્નેને ઘોળી પી ગઈ—

એની ચાલમાં ચાતુર્ય હતું—

ડગમગતી પગલીઓ મૂકવામાં માધુર્ય હતું—

એ ચાલતી ને જાંઘે જાંઘો ઘસાતી—

એ બેસતી ને ઉભી થતી ત્યારે એની પૂંઠને વધારે સુન્દર બનાવતાં- ભારે અને કઠણ નિતમ્બોની સાથે એનું બારીક વસ્ત્ર ચપસીને ચ્હોંટી જતું--વસ્ત્ર પ્હેરનાર સાથે એ તો વસ્ત્રનું વ્હાલ હતું. પ્રણયી પ્રણયકેલિ કરે ને પ્હેલાં તો વસ્ત્ર અંગેઅંગના આલિંગનનો લ્હાવ લેઈ લેતું હતું.

આજ માયાની માની માએ પાટલીપુત્રના કનિષ્કકતારના પ્રખ્યાત લત્તામાં–કનિષ્કમહારાજના પ્રધાનની પાસેથી–પોતાની રૂપવારૂણીના પ્રભાવે અનીતિની દુકાનદારીનો વરસોથી પરવાનો મેળવી લીધો હતો.

એ પરવાનાની આજે પણ આ પાટલીપુત્રમાં શેહ હતી.

નવી નાયિકા માયાને મૂજરો કર્યા વિના પાટલીપુત્રમાં રૂપની દુકાનદારી ન ખોલી શકે–એ માયાની સત્તાનું એક વર્તમાન સજીવ-ચિત્ર હતું !

એ પાટલીપુત્રના બઝારમાં નીકળતી ત્યારે લોકો એના રૂપને આંખોથી ચૂસતા—

કોઈ એની લાંબી, અણિયાળી આંખો પર વારી જતો—

કોઇ કાળાભમ્મર લાંબા કેશકલાપ પર કોઈ પરવાળા જેવા એ અધર પર—તો કોઈ કમલની પાંખડી જેવા લાલ કપોલ પર—સુડોલ કલશયુગલ પર—કોઈ કેં પર તો કોઇ કેં પર—એકજ નયનકટાક્ષથી એ કેટલાય હૃદયોને મારતી—અને દીર્ઘ કેશકલાપથી બાંધતી—વિજળીના ઝબકારે પસાર થઇ જતી હતી.

આમ છતાં—

એ કોણ્તી હું જાતી છું—

પ્રધાન અરૂણદત્તની એકલ પત્ની છું.

એ આગળ વધી અને મુસાફિરનો સત્કાર કર્યો, "ભાઈ! બેસો ના. ઉભા કેમ કાં?" એમ કહી તેણે મુસાફિરને આસન બતાવ્યું.

મુસાફિર આસન પર બેઠા અને પ્રધાનનો ક્યત્ન ટ વધ્યો.

સાયાનું વર્તન તેના વિચારોનો વિરોધ કરતું હતું.

તેણે ઉભા ઉભાજ પ્રશ્ન કર્યો. "તમારે કામ કોનું છે?"

"આપનું!"

"પણ મધરાતે—"

"હું જાણું છું—આમ કરવામાં મ્હેં આપનો મહાન ગુન્હો કર્યો છે!"

"તમે આવ્યા ત્યારે દ્વાર પર કોણ હતું?"

"હું એકલો અન્ધારામાં ઉભેલો હતો!"

"હું એમ પૂછું છું દ્વારપાળ ન્હોતા?"

"મ્હેં જોયા ન્હોતા!"

"દીવો ન્હોતો ?"

"જેવું પાટલીપુત્રના ચન્દ્રચોકમાં અન્ધારૂં તેવુંજ પ્રધાનના ઘરમાં હતું !"

"આટલો લાંબો જવાબ ન આપ્યો હોત તો ચાલત !"

"પણ મ્હારે ગુન્હામાંથી મુક્ત થવું છે એટલે લાંબો જવાબજ જરૂરનો હતો."

"ત્હમને બોલતા નથી આવડતું ?"

મુસાફિરનો જરાક પિત્તો ખસ્યો પણ ત્હેણે વાણીને સંયમિત કરી અને ખૂબ વિનયથી બોલ્યો, "હું આપને ખૂબ શાન્તિથી અને વિનયથી કહું છું કે મ્હને આપે બોલતાં શીખવવાની જરૂર નથી !"

કમજોર ગુસ્સા બ્હોત, પ્રધાનથી ન રહેવાયું–તે ચડભડી ઉઠયો, "સીધેસીધું બોલતાં શીખ–નહીંતર ઘરની બ્હાર નીકળ !–મધરાતે અને તે પણ વગર રજાએ મકાનમાં ઘૂસી ગયો છે–અને પાછો ટેસી કરે છે ? ઉભો રહે ત્હને પાંસરો કરૂં છું !" કહી પ્રધાને એક બૂમ મારી, "કાલિદત્ત ! કાલિદત્ત !"

"કોને ? દારૂડિયાને બૂમ મારો છો ?"

"મૂંગો મર !"

"મરણ હવે પાટલીપુત્રના પ્રધાનના માથા પરજ ફેરા ફરી રહ્યું છે !"

પ્રધાને કંઈ પણ બોલ્યાચાલ્યા વગર દીવાનખાનાની સ્હામી ભીંતના બારણા તરફ પગલાં ભરવાં માંડયાં.

—અને મુસાફિરે પણ આસન પરથી ઉઠી ત્હેની પૂંઠ પકડી—

—તે બોલ્યો, "મુરબ્બી ! ક્યાં પધારો છો ?"

"ત્હેની ત્હારે શી પંચાત ?"

"આ તો સ્હેજ પૂછું છું !"

"આ તો સ્હેજ પૂછું છું !"

"મ્હારા જેવા ઘરડાની ત્હારાથી થાય તેટલી મશ્કરી કરી લે પણ—" એમ બોલી ડોસો અરૂણદત્ત ઓરડાના બારણાં પાસે આવી ઉભો રહ્યો.

ચકોર માયા ડોસાને પારખી ગઈ ! ત્હેણે ડોસાની નજર ચૂકવી—ભીંત પરથી કંઇક વસ્તુ ઉપાડી બે સ્તનોની બખોલમાં છૂપાવી. મુસાફિર ભોટાયો હતો !

બારણાં પાસે ઉભા રહી ફરી પાછી ડોસાએ કરાંઝીને એક બુમ પાડી, "કાલીદત્ત !—જલ્દી ઉપર આવ !—કયારનો બુમ મારૂં છું તે સાંભળતો નથી ? બ્હેરો થઇ ગયો છે કે શું ?—ઉપર આવ ! ઉપર આવ !" આમ બોલી ડોસાએ બારણાંની સાંકળ ઉઘાડી નાંખી અને ખખડાવી.

કમનસીબ મુસાફિરને થયું કે કાલિદત્ત મ્હને જેર કરવા આવે તે પ્હેલાં હુંજ એની પાસે પ્હોંચી જાઉં ના ?—

ત્હેણે બારણું જરાક ધકેલ્યું—

લાગસાધુ પ્રધાને નિર્બળ શરીર છતાં સોળકઝાર નસોનું સમગ્ર બળ એક પળને માટે એકઠું કરી—મુસાફિરને પાછળથી જોરથી એક એવો તો વેગવાન ધક્કો માર્યો કે ઓરડાનું દ્વાર ખુલી ગયું—

—અને અસાવધ મુસાફિર બારણાંની નીચે આવેલી પત્થરની સીડીનાં સો પગથિયાં ગણતો નીચે ને નીચે ઉન્ડાણમાં ગબડ્યો !

માયાળુ નગરનારી માયાએ પણ મુસાફિરની મૈત્રી કરી—તે પણ અંદર ઘૂસી—પ્રધાને પકડવા પ્રયાસ કર્યો પણ ત્હેણે ત્હેનો હાથ તરછોડી નાંખ્યો.

પ્રધાને ચિત્કાર કર્યો. "માયા !—માયા !—તું કયાં જાય છે !—માયા ! ગાંડા ન કાઢ !—ઉપર આવ. નહીંતર—"

"બારણાં વાસી દ્યો—નહીંતર ત્હમે મરી જશો !—હું ઉપર આવનાર નથી!"

પ્રધાને એક ઉન્ડો નિઃશ્વાસ મૂક્યો.

ત્હેના શરીરમાં એક કમ્પારી વછુટી—

છતાંય કમ્પતા હાથે ડોસાએ ઓરડાના બારણાંની સાંકળ ચ્હડાવી દીધી.

# પ્રકરણ ૨ જું.

## એનો હરિફ.

એક હુમલામાંથી તો હજુ ડોસો પરવાર્યો નથી ત્યાં તો નીચેના દાદર પર કોઈકના ચઢવાનો પગરવ સંભળાયો.

એનાથી ના રહેવાયું.

આખે શરીરે એને શીત શીત વળી ગયાં

તે પલંગ પર બ્હેઠો બ્હેઠો ગોદડું ઓઢી સૂઈ જવાની તૈયારી કરતો હતો—એટલામાં બે રૂવાબદાર વ્યક્તિયોએ ઓરડામાં પ્રવેશ કર્યો.

“કેમ, જાગો છો કે?” એક વ્યક્તિયે ટહુકો કર્યો.

પલંગ પર સૂતેલા ડોસાએ ગોદડાંની આડમાંથી તિરછી નજરે જોયું—

અને પરિચિત મ્હોઢાં જોતાં—ઓઢેલું ગોદડું દૂર કરતાં કરતાં હીંમતભર્યો ષડજનો “સા” ભરી અવાજ કર્યો, “કોણ ?”

“વિશ્વગુપ્ત.”

“અને આ સાથે—” પલંગમાંથી નીચે ઉતરી ઉભા થતાં થતાં પૂછ્યું.

“એ તો હું હિમગિરિ.”

"ઓ હો, પધારો–પધારો–પાટલીપુત્રના પ્રાણ મ્હારે ત્યાં–અને તે પણ મધરાતે ?"

"પાટલીપુત્રના પ્રાણ" એ વાકયથી પ્રધાને કરેલી મશ્કરીનું મર્મ બન્ને આવનાર સ્હમજી ગયા હતા—

—પણ ત્હેમને અત્યારે તરતજ ભભડી નાંખવું ન હતું.

બન્નેને જવાબમાં મૂંગા જોઇ પ્રધાનેજ પ્રશ્ન કર્યો, "વારૂ, અત્યારે કેમ આવવું થયું ?"

"મ્હારી દીકરીને તો આપ ઓળખો છો ના ?"

બાજૂનું એક આસન ખેંચી તે પર બેસતાં બેસતાં કડે પેટે જવાબ આપ્યો, "પાટલીપુત્રનો વયોવૃદ્ધ પ્રધાન અરૂણદત્ત પારકાની મા-દીકરીની ખબર નથી રાખતો !–તો પરિચયની તો વાતજ ક્યાં ?"

"અરૂણદત્તજી, આ સારો જવાબ ન કહેવાય !"

"હું મહામાત્ય છું–ત્હમે બન્ને ઉપમન્ત્રી છો-ત્હમારી પણ કયાં સત્તા ઓછી છે ?"

"અત્યારે અમો સત્તાપુરાણ વાંચવા નથી આવ્યા !–અરૂણદત્ત ! હું મ્હારી દીકરી ભગવતીની ખબર કાઢવા આવ્યો છું !"

"અને તે મ્હારે ત્યાં ?"

"એમાં ખોટું પણ શું કર્યું છે ?"

"તો મ્હારા મકાનને પાટલીપુત્રનો વિલાસી વેશ્યાચોક માનીને દીકરીની શોધ કરવા આવવામાં સારૂં પણ શું કર્યું છે ?–આજે ત્હમો બન્ને સંપ કરી મ્હારી પાંસઠ વરસે આબરૂ લેવા તો નથી આવ્યા ના ?–હું ત્હમને બન્નેને પગે લાગીને કહું છું કે જે કરવું હોય તે કરજો–પણ પાંસઠ વરસે મ્હારા ધોળામાં ધૂળ ન નાંખશો !-ત્હમે મ્હને કહો છો કે અત્યારે અમો સત્તાપુરાણ છેડવા નથી આવ્યા–પણ હું અને ત્હમે–સત્તાના શોખને માણવાને માનવી શું

કાળાંધોળાં કરે છે ત્હેનાથી ક્યાં અણજાણ છીએ ?–માટે સત્તા જોઇએ તો કાલે સ્હવારે સત્તાની એ નિરંકુશ લગામ ત્હમારા હાથમાં સોંપી દેવાને તૈયાર છું !–શું સ્હમજ્યા ?" ડોસાએ રાજનીતિની શતરંજ પર ચતુરાઇથી અતિવિનયનો એક નવોજ પાંસો ગબડાવ્યો.

અરૂણદત્તનું લાંબુલસરક સંભાષણ શ્રવણ કરી બન્ને ઉપમન્ત્રીઓ ઘડીભર તો ડઘાઈજ ગયા.

બન્ને અરૂણદત્તની અતિવિનયભરી–પાટલીપુત્રની પ્રજાને જેર કરતી સત્તાની સોટીથી પૂરા વાકેફગાર હતા.

એનો અતિવિનય જ્યારે બ્હાર પડતો ત્યારે તે હલાલખાઓની બે-ધારી તલ્વાર સજ્જજ કરીનેજ !

"અરૂણદત્તજી ! નાહક સત્તાની આડખીલી વચમાં ઠોકી અમને શા માટે પજવી રહ્યા છો ?" દીકરીના દારૂણ દુઃખે દુભાતો ભગવતીનો પ્રેમાળ બાપ વિશ્વગુપ્ત ગદ્‌ગદ્ કણ્ઠે બોલ્યો.

"હું–હું ?–પજવી રહ્યો છું ?" જાણે કૈંજ ન સ્હમજતા હોય તેમ પાટલીપુત્રનો પાક્ટ પ્રધાન–બાઘાની જેમ સાશ્ચર્ય આંખ ફાડી બોલ્યો.

"હા, જી–સાચી વાત છૂપાવવા પ્રબળ પ્રયત્ન કરી રહ્યા છો !–તો વારૂ,–આ વિશ્વગુપ્ત પૂછે છે તે બાબતમાં ત્હમને કૈં ખબરજ નથી ?–વાહ–વાહ ભોળાભટ્ટજી ! વાહ–શકયુગના સતવાદી હરિશ્ચન્દ્રજી!" હિમગિરિએ જરા તીણા તીર જેવાં તીખાં વાગ્બાણ છોડવાં માંડયાં.

પ્રધાન જરા સ્વમાનનું સંરક્ષણ કરવા ચડભડયો, "ત્હમે મ્હારાજ મકાનમાં મધરાતે મ્હારી મશ્કરી કરવા આવ્યા છો ?"

વિશ્વગુપ્તની આંખોમાંથી વિનય અને વિશ્વાસભર્યું બ્રાહ્મણત્વ ઓસરી ગયું અને એકાએક ખૂનતરસ્યું ક્ષાત્રતેજ ચમકી ઉઠ્યું !

ત્હેને એવો તો સખત ગુસ્સો આવ્યો—

અને તે પળે ત્હેની ભક્તિમતી દીકરી ભગવતીની કરૂણાભરી આજીજી કરતી મૂર્તિ ત્હેની નજર સ્હામે તરી આવી—

તે કહેતી હતી, "બાપુ! મ્હને-મ્હને શકરાજના પંઝમાંથી છોડાવો!—મ્હને—"

ગુસ્સે ભરાયલા વિશ્વગુપ્તે સ્હામા આસન પર બેઠેલા અરૂણદત્તની ગળચી પકડી—અને જરાક જોર થતાં ત્હેનો ટોટો પણ દબાયો—"ઑ—ઑહ—" કરી અરૂણદત્ત આસન પરથી ઉથલી પડવાની તૈયારીમાં હતો.

એટલામાં ખુલ્લા શરીરવાળા દેખાવમાં એક બાવા જેવા દેખાતા અગડબંમ ગિરધારીએ કક્ષમાં પ્રવેશ કર્યો. તે શુભપળે-નવીન વ્યક્તિના આગમનને લેઇને વિશ્વગુપ્તે અરૂણદત્તની પકડેલી ગળચી છોડી દીધી.

અરૂણદત્ત હાંફતો હતો.

નવીન વ્યક્તિએ સ્થળ, સમય કે સંજોગનો વિચાર સરખો કર્યો નહીં અને બોલ્યો, "કાકા! પેલી તો ન્હાસી ગઇ!"

અરૂણદત્ત હાંફતાં હાંફતાં ગર્દન ફેરવી પૂછ્યું, "કોણ? ભૂતનાથ?"

"હા, કાકા! એ ન્હાસી તો ગઇ પણ મ્હારા ઘરમાં જે કંઈ હતું તે તફડાવી પણ ગઇ-મ્હને બાવો બનાવી ગઇ!"

"દેખાવમાં તો બાવો છે જ ના!-ગભરા નહીં-આ બધું અમારૂં છે તે ત્હારૂંજ માનજે!"

"કાકા! પણ મ્હારી જામેલી આબરૂની રાંડ જડ ઉખાડતી ગઇ!—"

"બરોબર છે! આપણા કુટુમ્બ પર તો આ પ્હેલુંજ કલંક!—વારૂ, પણ કાલિદત્તને ત્હેં જોયો છે?"

બોલનાર ભત્રીજાને એમ ન થયું કે આટલા માણસોની વચ્ચે

હું આપું છું એવો જવાબ કાકાને ગમશે કે નહીં ?–કાકાશ્રીના આવા પ્રશ્નથી તો ઉલ્ટી ત્હેની હીંમત વધી અને જરા ગળું સાફ કરી ખૂંખારી જવાબ આપ્યો,–બુદ્ધિવાળો ભોળો–મૂર્ખ આથી બીજો તે કેવો જવાબ આપે ?—

“કાકા ! ખોટું ન લગાડશો ! નવવાગે એ મ્હને પાટલીપુત્રની કનિષ્કકતારની એક વ્રજગલી આગળ ભેટી ગયો હતો !—”

કાકાએ વચમાંજ ત્હેને ખાળ્યો, અને કહ્યું, “વારૂ, ઠીક ત્હારે જવું હોય તો જા !–કાલે ત્હારી વાતની નવેસરથી ગોઠવણ કરીશું.”

આપણા વિશ્વગુપ્ત અને હિમગિરિની શાન્તિ અને ત્હેમનું મૌન આ આગન્તુક મૂર્ખના સંભાષણનો લાભ લેવાં પૂરતાંજ હતાં.

કાકાએ જવાનું કહ્યું પણ ભત્રીજાએ તો આગળ હાંક્યું, “અને–અને–એના હાથમાં સુરાની સિરોહી અને વારૂણીપાત્ર હતું—”

“બહુ થયું હવે મ્હારે નથી સાંભળવું !” કાકાએ જરાક મધ્યમ-સરનો મિજાજ કર્યો.

—પણ મધ્યમસરના મિજાજની માત્રા મૂર્ખને કદિ પણ માફક નથી આવતી.

અહીં પણ નાટકનો નવો પ્રવેશ ખૂલ્યો.

“કાકા ! હું જાઉં છું પણ ત્હમને ન કહું તો એનાં લખ્ખણ કોને કહું ?–શકરાજ અને ભગવતીની—”

અરૂણદત્ત તરતજ આસનપરથી ઉભો થયો અને ભત્રીજાનું પાંગોઠું પકડી એક રાડ પાડી, “નીકળ, મૂર્ખ ! મ્હારે ત્હારૂં કશું નથી સાંભળવું–નીકળ–નીકળ–જલ્દી બ્હાર નીકળ—”

મુરબ્બી કાકાશ્રીની રાડથી ઠંડા થઇ ગયેલા અને જવાને માટે દ્વાર તરફ પગલાં માંડતા ભૂતનાથનું વિશ્વગુપ્તે કાંડું પકડ્યું અને ત્હેને અટકાવી પૂછ્યું,

"બોલ, શકરાજ અને ભગવતી વિષે તું શું જાણે છે ?"

ત્હેણે જવાબ આપ્યો, "મ્હારા કાકાને કહેવાની વાત ત્હમને—"

"ત્હારા કાકાથી ત્હારે બ્હીવાની જરૂર નથી !"

અરૂણદત્તે વચમાં પડી વિશ્વગુપ્તના હાથમાંથી ભૂતનાથનું કાંડું છોડાવવાનો પ્રયાસ કરતાં કહ્યું, "એટલે શું ત્હમો આ મૂર્ખના વચનમાં વિશ્વાસ રાખો છો ?—'

"મૂર્ખ નથી !–બુદ્ધિશાળી ભલો–ભોળોભા છે !"

"જે હોય તે–પણ હું કહું છું મ્હારે મ્હારા મકાનમાં આ ધાંધલ નહીં જોઇએ !–એનો હાથ છોડી દ્યો–એને એને રસ્તે જવાદો ! જે કૈં પૂછવું હોય તે મ્હને પૂછો !–આવા ભલા માણસને શા માટે નાહક સતાવો છો ?–મ્હને અત્યારસુધીમાં યાદ નથી કે ત્હમારી પ્હેલાંના કોઇપણ ઉપમન્ત્રી યા તો મન્ત્રીઓએ મધ્યરાત્રે કોઇના મકાનોમાં ઘૂસી જઇ આવી દાદાગીરી કરી હોય !–વિશ્વગુપ્ત ! મ્હારા મકાનમાં કરેલી આ મધરાતની નાગાઇ, નફ્ફટાઇ યાદ રાખજો ત્હમને ભારે થઇ પડશે !"

"પણ ત્યારે ત્હમો શું કરો છો ?"

"હું શું કરૂં છું ?–હું અરૂણદત્ત છું એ ભૂલી ગયા લાગો છો ?"

"પણ ત્હમને કોઇ પૂછનાર છે કે નહીં ?"

"મ્હને પૂછવાવાળા ન જોયા હોય તો મ્હોટા !–નીકળો–મ્હારા મકાનની બ્હાર નીકળો !—"

વિશ્વગુપ્ત આસન પરથી ઉભો થઇ ગયો–હિમગિરિએ પણ તેમજ કર્યું.

—પણ બન્ને ઉભા થઇ જઇ જવાને બદલે ઉભા'તા ત્યાંના ત્યાંજ અદબવાળી સ્થિર ઉભા રહ્યા.

તે અરૂણદત્તના વિષ જેવા વેણના અત્યારે ઘૂંટડા ગળી જતો

હતો ત્હેના બહુ કારણો હતા.

અરૂણુદત્તની પ્રકૃતિ વિફરતી ત્યારે સ્હામાપક્ષને મહાત કરવાને ત્હેની વંશાવળી વાંચવા મંડી જતી—અત્યારે પણ એણે જોયું કે કોઇ પણ ઉપાયે જ્યારે આવનાર વ્યક્તિ જેર નથી થતી ત્યારે ત્હેણે એજ માર્ગ લીધો—અને મ્હોઢું જરાક કડક કરી—ભવાં સંકુચિત કરી તે બોલ્યો, "બામણા!—"

"કોને બામણા કહો છો?" વિશ્વગુપ્તે જરાક રૂવાબ કર્યો.

"ત્હને—ત્હને!—પાટલીપુત્રમાં અન્ધારી રાત્રે દોરી—લોટો લેઇ આવ્યો હતો તે દુઃખના દિવસો યાદ છે?—ત્હારો કાકો આ અરૂણદત્ત ત્હને જો હાથ ન આપત તો ત્હારો કોણ ભાવ પૂછત?—નિમકહરામ! આજે મ્હારીજ સ્હામે બાંયો ચ્હડાવતો આવ્યો છે!—શરમ નથી આવતી?—"

હિમગિરિ બોલ્યો, "અરૂણદત્તજી! વિશ્વગુપ્ત એની વિદ્વત્તાએ આગળ વધ્યો છે—એમાં ત્હમે શું કર્યું?"

"મ્હેં શું કર્યું પૂછે છે?—મ્હેં આશ્રય આપ્યો—મ્હેં હાથ આપ્યો—મ્હેં શકરાજ જોડે સાક્ષાત્કાર કરાવ્યો! મ્હેં જે કર્યું એ ના કર્યું હોત તો એની વિદ્વત્તા વિશાળ પાટલીપુત્રની કનિષ્કકતાર જેવી ગંદી ગલીમાં ક્યારનીય વટાઇ ગઇ હોત!—અને ત્હમે મ્હને શકરાજના સમ્બન્ધથી દબડાવવા આવ્યા છો ખરું ના?—પણ—પણ—"

"પણ ને બણ!—ટૂંકમાં અમો એકજ ન્હાની છતાં પરિણામમાં મ્હોટી વાત પૂછવા આવ્યા છીએ કે શકરાજના મહાલયે આ વિશ્વ-ગુપ્તની પાલિતા પુત્રી ભગવતીને આજે કોણે મોકલી આપી છે?"

"તે ત્હમારા બાપને જઇ પૂછો! અરૂણુદત્ત શકરાજની એવી વિલાસગાથાઓ જાણવાને બંધાયલો નથી!—અને જાણશે ત્યારે એવા હજારો શયતાન શકરાજોને અરૂણદત્ત જેવા પ્રધાનો પ્રજા સાથ

મેળવી—અજાતશત્રુ, મૌર્ય ચન્દ્રગુપ્ત, અશોક અને કનિષ્ક જેવા પ્રતાપી સમ્રાટોએ અલંકૃત કરેલા પાટલીપુત્રના પવિત્ર સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકશે—ધક્કો મારી સોણુના પાણીમાં હડસેલી મૂકશે !"

પ્રધાનની વાગ્ધારાએ બન્ને આગન્તુકનાં હૃદય પલટી નાંખ્યાં.

બન્નેનાં અભિમાન ગળી ગયાં.

પ્રધાનના ચરણો પર બન્નેએ માથાં મૂક્યાં.

પ્રધાને પગની પાટલીઓ પાછી લેઈ લેતાં લેતાં કહ્યું, "મ્હને—મ્હને માથાં શે નમાવો છો ? નમાવો ત્હમારો જે ઇષ્ટ હોય ત્હેને !—પણ ત્હમે આજે મ્હારી સાથે જે વર્તન કર્યું છે તે સારૂં નથી કર્યું—અને વિશ્વગુપ્તે—" આમ બોલી પ્રધાને આંસુથી આંખો નીતારવા માંડી.

વિશ્વગુપ્ત અરૂણદત્તની વધારે પાસે આવ્યો અને હાથ જોડી ગદ્‌ગદ્ કણ્ઠે કહેવા લાગ્યો, "મ્હેં મ્હારી ભૂલ ભાળી છે !—મુરબ્બી ! મ્હેં નાહાને આપની ગળચી દબાવી તે સમયનો મ્હારો ગુસ્સો અજબ હતો—જો આ આપનો ભત્રીજો ન આવી પ્હોંચ્યો હોત તો વખત છે આપના પ્રાણને પણ—"

"વિશ્વગુપ્ત ! હિમગિરિ ! આવો, બેસો—મ્હને મ્હારા પ્રાણની તો પરવાજ નથી—પણ મ્હને તો અત્યારે પાટલીપુત્રનો પ્રાણ હણાતો લાગે છે—વારૂ, ભગવતીનું ત્હમે શું પૂછતા હતા ?"

"ભગવતી ઘેર નથી—બીજું શું ?" વિશ્વગુપ્તે નિશ્વાસો મૂકતાં કહ્યું.

"પણ તો મ્હારૂં નામ—"

"અહ !—ત્હમારૂં નામ અમે દઇએજ નહીં—પણ—"

"પણ શું ? તો પછી નકામો મ્હને પજવવા મધરાતે ત્હમો શા માટે આવ્યા ?"

"વારૂ, મન્ત્રદત્તને ઓળખો છો ?" હિમગિરિએ પૂછ્યું.

"હા, ઓળખ્યો પેલો ઢોંગી, ધૂતારો ?"

"એના દીકરાએ કહ્યું—"

"કોણે ?–વેદવાણીએ ?—"

"ના જી, વીણાપાણીએ—"

"શું ? કે—"

"અરૂણદત્ત જાણે છે—"

"ભગવતી ક્યાં ગઇ છે તે ?"

"ના,–હા–અરૂણદત્તનો ન્હામાં હાથ છે !"

"સાલો, ભામટો !–હિમગિરિ !–મન્ત્રદત્ત, એના બન્ને દીકરા, એની દીકરીઓ–આખું કુટુમ્બ બદમાશ છે–પાટલીપુત્રના શયતાન-સંઘનો એ ચોટ્ટો સરદાર છે !—એની વાતમાં ત્હમે વિશ્વાસ મૂક્યો ? ત્હમારા જેવા બુદ્ધિશાળી પાટલીપુત્રના ભાવિ પ્રધાનો જ્યારે આવા ભામટા, ચૌર્યવૃત્તિના ચોટ્ટાઓને સાથ ને હાથ આપશે ત્યારે પછી પાટલીપુત્રનું ભવ્ય ભાગ્ય કોણ ઘડશે ?–તો જૂઓ, મ્હારામાં વિશ્વાસ હોય તો–હું કહું છું કે ભગવતી વિષેની મ્હને જરા પણ વાત ખબર નથી !–છતાં હું એનો પત્તો કાલે સ્હવારમાં મેળવી આપીશ–અત્યારે ઘેર જઇને નિરાંતે સૂઇ જાવ !"

પ્રધાનની વાગ્છટાએ બન્ને મહારથિયોને છક્કડ ખવડાવી–છેતર્યા.

પોતાની પોષિતા પુત્રીની શોધમાં સાનભાન ભૂલી–ધૂંધવાયલા અગ્નિ જેવા ગુસ્સે થઇ આવેલા વિશ્વગુપ્તને પાટલીપુત્રના પ્રધાનની મુત્સદ્દીપણાથી પથરાયલી વાગ્જાળમાં સપડાવ્યો.

તે તો એમજ સ્હમજ્યો કે કાલે સ્હવારમાં મ્હારી ભગવતી મ્હારે ઘેર આવી જશે.

શકરાજના સાળા હિમગિરિને તો એમ લાગ્યું કે પાટલીપુત્રના

આ કુલસત્તાધીશની સ્હામે ભવિષ્યમાં પણ માથું ઉંચકવા કરતાં–સાથ અને સ્હાયમાં રહી માથું આપવામાં લાંબેગાળે પોતાનેજ લાભ થનાર છે—

એટલે ત્હેણે વિરોધને બદલે ભવિષ્યમાં ત્હેની સાથે યોગ્ય અને સુદૃઢ સન્ધિ રાખવાની પોતાના મન સાથે એક અતૂટ ગાંઠ વાળી લીધી.

બન્ને રજા માંગી—

પ્રધાને રજા આપી—

બન્નેએ પૂંઠ ફેરવી—

પ્રધાને પસાર થતા પાટલીપુત્રના બે પ્રખર તારાઓ—બૃહસ્પત્તિ અને શનિશ્ચર પર–મુઠ્ઠીઓ વાળી–દાંત કચકચાવી–એક તિરસ્કાર ભરી દ્રષ્ટિ ફેંકી.



# પ્રકરણ ૩ જું.

## કારાગારમાં.

"ત્હારૂં નામ માયા નહીં, વારૂ ?"

"હા,—અને ત્હમારૂં—?"

"હું મ્હારૂં નામજ ભૂલી ગયો છું !"

"શું કહ્યું ?—નામ ભૂલી—"

"હા, નામ ભૂલી ગયો છું-મ્હારૂં કામ મ્હને યાદ છે !-માયા ! હું ત્હને જીવનભર નહીં ભૂલી શકું !—જો, તું મ્હને સાથ આપશે તો—"

"તો શું ?—"

"તો-તો હું ત્હારી કાયાને પાટલીપુત્રના કીર્તિકલશે મ્હઢાવીશ !-પણ—"

"પણ શું-હં, ત્હમે મ્હને બહુજ ગમો છો—બહુજ વ્હા—"

"માયા ! હું ત્હને બરોબર સ્હમજી શકું છું પણ તું મ્હને—"

"હું ત્હમને-હું-ત્હમને-અને-અને-તેથીજ એ બબુચકે બારણું વાસ્યું ત્યારે હું અંદર ઘૂસી ગઈ-મ્હન ત્હમારા પ્રાણની પાંખડિયો !

ખરી જશે એવી બીક લાગી !"

"વારૂ, તો ત્હેં હવે મ્હારી સાથે રખડવા–રઝળવાનો દૃઢ નિશ્ચયજ કર્યો છે ?–ત્હારાં જીવનનાં શમણાંઓ સંતાઈ જશે !–કદિ તાઢ, કદિ તડકો, કદિ વરસાદ, કદિ મહાલય, મન્દિર કે મસાણ !–હું–હું–માયા ! ઉડતું "ગરૂડ" છું !–મ્હારાં ધાર્યાં નિશાનો સિદ્ધ કરવાને હું તો એકલવાયો ગમે ત્યાં રઝળીશ–તું ત્હારો ધન્ધો ચૂકીશ–ભૂખી–તરસી રવડી રઝળીશ ત્યારે મ્હને ગાળો–અને તે પણ મનમાં છાની છાની દઈશ–પણ હું–હું ત્હારી ગાળોથી–ત્હારાં રૂદનથી કે રોષથી પાછો નહીં ફરૂં–રસ્તા પર કાંટા બિછાવ્યા હશે તોપણ હું તો આગળ ને આગળ ધપ્યોજ જઈશ !–આ બધી કંઈ મ્હારી પોતાની પ્રશંસા નથી–પણ મ્હારી જીવન જીવવાની નીતિરીતિ છે–તે ઉપરાન્ત તું મ્હને ગમતી નથી અને ગમે પણ છે !"

"પણ ત્હમે મ્હને ગમી ગયા છો–મ્હારે કંઈજ સાંભળવું નથી ! ફક્ત મ્હને ત્હમારી સાથે રાખો !–ત્હમારી હસતી આંખોના અમૃતથી હું જીવી શકીશ–ત્હમારા તિરસ્કારથી પણ હું તો તરી જઈશ–ત્હમારા ક્રોધની કાલજ્વાલાઓથી મ્હારૂં વજ્ર જેવું કઠણ અને પાપી કાળજું કલંકોથી મુક્ત બની કુમળું બનશે–નિર્મળ પ્રેમ અને કરૂણાનો સાગર બનશે !"

"માયા !–જો, જરા કાન માંડ—"

"હું ત્હમારો સાથ નહીં છોડું—"

"અરે, ગાંડી ! જરા છાની રહે–સાંભળવા દે–જો, કોઈ પીડાથી અકળાઈને ચીસો નાંખે છે !—"

"હા, નાંખે છે—"

"તો –"

"તો શું ?—ત્હમે મને નથી જાણતા ?"

"શું ?"

"—કે ત્હમને ને મ્હને–બન્નેને જ્યાં એણે ધકેલ્યા છે તે કેદખાનામાં જવાનો રસ્તો છે ?"

"પાટલીપુત્રનું જાણીતું—"

"અરે, હા—મ્હેં એક વખત જ્યારે ખૂબજ જીદ કરી ત્યારે એણે મ્હને એટલુંજ કહ્યું કે પાટલીપુત્રના શકરાજના સિંહાસનને ઉથલાવવાનો બળવો કરનાર એક નરપિશાચને આ કેદખાનામાં વરસોથી ગોંધી રાખવામાં આવ્યો છે !"

મુસાફિર–સ્હામી ભીંત પર પોતાની વેધક દૃષ્ટિ સ્થિર કરી તિરસ્કારથી–ગામ્ભીર્યથી–બહુજ મન્દસ્વરે એનું એજ ચીપીચીપીને બબડ્યો, "બળવો કરનાર–નરપિશાચને ?—"

તે નિદ્રામાંથી ઝબકી ઉઠ્યો હોય તેમ માયાના મ્હોઢા પર કરૂણા અને વિષાદભર્યા સ્મિતથી ભારેલી આંખો ઠારી બોલ્યો. "માયા ! ચાલ, આપણે ન્હાસી જઇએ ?"

"ક્યારની હું પણ તેજ વિચારૂં છું કે–અને–ના–અને નહીં–નહીંતર સ્હવારમાં ત્હમે ને હું એના પંઝામાં ઝીપાઇ જઇશું !–લ્યો, જૂઓ, ત્યારે હું ન્હાસવાનું સાધન સાથે તફડાવતી આવી છું." એમ બોલતાં બોલતાં કંચુકીમાં છૂપાવેલાં–અને ભયથી ધડકતાં બે સ્તનોની વચ્ચેની ન્હાનકડી–છતાં સહીસલામત ગુફામાં છૂપાવેલી કેદખાનાના દ્વારની–માયાએ કુંચી કાઢી મુસાફિરને આપવા હાથ લંબાવ્યો.

"લાવ, એ પણ ઠીક થયું–ઉભી રહે–હું જરા આગળ જઈ માર્ગનું બરાબર નિરીક્ષણ કરતો આવું !"

"અરે, નિરીક્ષણ શું કરવાનું છે એમાં ?–એ કહેતો'તો કે–કેદિનો મર્યેજ છૂટકો–કારણ એક બાજૂ મ્હારી ચોકી અને બીજી બાજૂ મ્હારા કરતાંય કારમી ચોકી–વળી ત્રીજી ચોકી શકરાજની !

અને કેદખાનાની પાછળની દિવાલને અડી વહે છે ગંગાનાં પાણી!"

"તે શકરાજ—"

"કેમ, ન સ્હમજ્યા ?—"

"શું ?–કે જેવો એક રસ્તો એના ઘરમાંથી–તેવો બીજો રસ્તો કેદખાનામાં આવવાનો શકરાજના મહાલયમાંથી–છતાં તું બેસ, મ્હને બરાબર ભાળ કાઢી આવવા દે–પછી પગલાં ભરીએ આપણે—હું હમણાં આવ્યો—એટલામાં તું ત્હારી કુંચી શોધી રાખ !" મુસાફિરે જતાં જતાં મુશીબતમાં પણ એક મીઠી મશ્કરીનું કુમળું કીરણ ફેંક્યું.

મશ્કરીના મોસાળમાં ઉછરેલી માયાએ જરાક છણકો કરી કહ્યું, "મશ્કરી શે કરતા હશો વારૂ ?"

મુસાફિર આડા ને ઉભા ગૂંથેલા ત્રાંબાના સળિયાવાળા કેદખાનાના દ્વાર પાસે આવી–જમણી બાજૂની ભીંત અડીંગી ઉભો રહ્યો.

ત્હેણે જોયું—

એક હાડપિંજર—

ચીંથરેચીંથરા ઉડી ગયેલી એક ગોદડી પર નિશ્ચેતન પડેલું—

એની વૃત્તિયો વ્યાકુલ બની—

એની માતાની મૂર્તિ એની નજર સ્હામે ઉગી નીકળી તે અસ્પષ્ટ પ્રાણપીડાથી આળું એવું કૈંક બબડવા લાગ્યો, "બાએ કહ્યું'તું મ્હારે ખાતર–પણ મ્હેં એમને–મ્હેં એમને વરસોથી જોયા છેજ ક્યાં ?–બાપુ બા ! ત્હારૂં કરેલું વર્ણન આ હાડપિંજરને લાગું પાડું ? લાગુ પાડવાનું ક્યાં છે ?–લાગુજ પડે છે !–બાએ કહ્યું'તું તેવુંજ તીણું નાક—દોરડી થઇ ગયા છે છતાં લાંબા હાથ–હાડપિંજર પર મ્હોટું માથું–મ્હારાથી-મ્હારાથી—" ત્હેની છાતીમાં એક રોક્યો ન રહે એવો સાગરના મોજાં જેવો ડૂમો ધસી આવ્યો—તે—"ઓ, મ્હારા બાપુ રે,—" બોલી પોક મૂકી રડી પડ્યો—ત્હેનાં ડુસકાંએ-દૂર ભૂંગી બેઠેલી માયાને જગાડી આણી—

તે આવી—

આંસુનાં ઝળઝળિયાં ભરેલી આંખે મુસાફિરે ત્હેને જોઇ—

—અને શ્વાસના ધક્કાથી-ફૂંચાથી-ત્હેણે ધ્રૂસકાંને ખાળાવાનો મહાપ્રયત્ન કર્યો.

ધ્રૂસકાંની ગતિ દ્રુત બની-થોડીક્વાર મીંડમાં કમ્પ્યા-પછી તે મૂર્છનામાં નમી ગયાં !

માયા પાસે આવી.

"ત્હમે રડો છો ?"

"ઉંહૂં—!"

"આંખોમાં પાણી છે ને ?"

"પાણીદાર માણસોની આંખો એવી જ હોય !—લાવ, પેલી કુંચી આપ !"

"લ્યો."

જુવાન મુસાફિરે માયાના હાથમાંથી કુંચી લેઇ દ્વાર ખોલ્યું-અને કુંચી પાછી સોંપી અન્દર પેઠો—જતાં જતાં સૂચના આપી, "તૂં અહીંજ ઉભી રહે !-અથવા તો હાં, જો, આપણને જે બારણેથી પ્રધાને ભોંયરામાં ધકેલી દીધા છે ત્હેની સાંકળ વાસી આવ ! આપણે વાતમાં ને વાતમાં એ મુખ્ય કામ તો ભૂલીજ ગયા છીએ" મુસાફિરને પ્રધાનની ફરી ભોંયરામાં આવવાની શંકા ઉઠી અને તે ખરી હતી—પ્રધાન પણ ઉપરાછાપરી બનેલા એ બનાવોથી સચેત થઈ ગયો હતો—તે પણ પ્રસંગોને પ્હોંચી વળવાનાંજ મ્હોરાં ગોઠવતો હતો—પણ બ્હાદૂરીથી ભોંયરામાં પાછા જઇ મુસાફિરને જેર કરવા જેટલી તો એ કાપુરુષ, નામર્દમાં હીંમત હતીજ નહીં—એમ એ કરે તોપણ સ્હવારે અને તે પણ સૈનિકોની સ્હાયથી ને હૂંફથી !

કનિષ્કતારની મનસ્વી માયા મુસાફિરની મનોહર મુખચ્છવિ પર અત્યારે મુગ્ધ બની હતી એટલે ત્હેની આજ્ઞાને શિરોધાર્ય કરી બારણાંની સાંકળ વાસવા ઉપડી ;ગઇ—

—અને મુસાફિરે પિતાને મળવાને માટે અધીરચિત્ત આગળ પગલાં માંડવા માંડ્યાં.

# પ્રકરણ ૪ થું.



## નવી આફત.



કારાગારનું સીમાદ્વાર વટાવી મુસાફિર ત્હેના મુખ્યદ્વાર આગળ આવી પહોંચ્યો—

—તો ત્હેણે જોયું દ્વાર ખુલ્લાંજ છે!

તે બબડયો, "દ્વાર તો ખુલ્લાં છે! સિંહાસનને ઉથલાવનાર શયતાનને સાચવનાર પ્હેરાગીર કોણ–ક્યાં છે? કેવું અન્ધેર?–પણ એ કહેતી'તી કે ન ન્હાસી શકાય એવો ચોકીદાર મૂક્યો છે!—ક્યાં છે ચોકીદાર?" મન સાથે પ્રશ્નાવલિ કરી–ત્હેણે કેદખાનાની હદમાં ચારે બાજૂ એક ઉડતી નઝર નાંખી—

અને કંઇક જોયું–તે જરાક વધારે સચેત અને સાવધ બન્યો!

ત્હેણે એક ખૂણામાં કેદખાનાની બ્હારની હદમાં એક વનરાજને ઘોરતો જોયો

ત્હેને ઘડીભર પોતાની મૂર્ખતા ઉપર સહજ હસવું પણ આવ્યું કે આટલા જોરથી થતો વનરાજનાં નસ્કોરાંનો અવાજ મ્હારા કાને ન સાંભળ્યો!

ત્હેણેજ પોતાના મનને પ્રત્યુત્તર દીધો, "હોય!–પિતાને મળવાની

અધીરાઈ અને એકતાએ મ્હને બ્હેરો અને ભાનભૂલો બનાવ્યો'તો !"

તેહેણે મુક્તદ્વાર વિમુક્ત કર્યાં અને પિતાની પાસે જવાને પગલાં આગળ ભરવાની તૈયારી કરી-કે કોઈકે બન્દીખાનાની હદનું દ્વાર ખોલ્યું જેનો ખખડાટ તેહેણે સાંભળ્યો.

"કોણ ?"

"એ તો હું દ્વાર વાસી આવી-જૂઓ હવે નિરાંતે ન્હાસી છૂટિયે-હવે કોઈનોજ ભય નથી !—" આમ બોલતાં બોલતાં તેહેણે કારાગારનું સીમાદ્વાર ઓળંગી અન્દર આવવા માંડ્યું—

મુસાફિર કૈંક કહે તે પ્હેલાં તો નવાજૂની બની ગઈ !—

ઝાત પર ભાત નહીં !

સ્ત્રી ધારે ત્યારે-વાત મન ઉપર લે તો-એટલી ચોક્કસ રહી શકે છે-એટલી બધી એકાગ્ર બની શકે છે-જેનો જોટો શોધ્યો ન જડે !-પુરુષ પણ પ્રસંગવશાત્ હાર ખાઈ જાય-મ્હાત થાય !—

પણ એનું ચાંચલ્ય એથીય વિશેષ વિચિત્ર છે-દુર્ભાગી છે-કવખતે વિનાશક નીવડે છે !

પળે પળે ચાંચલ્યમાંથી એની બેપરવાઈ તો ડોકિયાંજ કરતી હોય છે—સ્હામા માણસને આંજિ નાંખવાને-અન્ધ બનાવવાને એનું ચાંચલ્ય અચૂક વિજયી નીવડે છે—પણ એની વધુ પડતી લજ્જાને વિંટાયલી બેપરવાઈ એને કેટલીકવાર અણધાર્યાં સંકટમાં સપડાવી દે છે—છતાં સ્ત્રીજાત સ્વભાવસિદ્ધ ચાંચલ્ય, લજ્જા, લપલપાટ અને બેપરવાઈ છોડી શકી નથી-છોડી શકશે નહીં—

અને એ જન્મયુક્ત ગુણાવગુણો છૂપાવવાનો પ્રયાસ કરવા જતાં નિષ્ફળ નીવડશે-નારી-નારી મટી જશે !

માયા પણ નારીજ હતી ના !—વધુમાં નગરનારી !

તેહેણે સીમાદ્વાર વાસ્યું.

તે લચકાતા પગે સ્હામા દ્વાર તરફ જવાને પૂંઠ ફરી–ત્હેનો ઘેરવાળો સુન્દર અને કલાત્મક રંગીન ઘાઘરો ત્હેના ચરણોની આસ-પાસ એક અડધી ફૂંદડી ફર્યો–ત્હેના ડાબા પગની લચકે પાતળી કટિને લચકાવી–અને ત્હેની સિંહલંકી કટિના લચકાએ ત્હેના ડાબા તથા જમણા હાથને અનુક્રમે લટકો કરાવ્યો—

પણ એ હાથના લટકાથી પોલી મુઠ્ઠીમાં પકડેલી સીમાદ્વારની કૂંચી સરકી પડી!

—અને ખૂણામાં ઘોરતા સિંહની આંખ ઉપર પડી—

વનરાજ ઝબકયો–ચૂરકયો.

તેજ દુર્ભાગી પળે ફૂંદડી ફરતો ત્હેનો ઘાઘરો ત્હેણે મ્હોંઢામાં ઝડપ્યો—

બન્ધ મ્હોંઢેજ વનરાજે ઘુરઘાટ પણ કર્યો—જીવ લઈ નગર-નારી નાઠી—

એનો ઘેરવાળો ઘાઘરો એટલે એક આખો તાકો કપડું ખાઈ જાય એવો ખાઉધરો–એ એના નેફામાંના ક્યાંક છૂટી ગયેલાં સીવણને પાપે–ચરરર કરી ફાટયો—

અને બીજા દ્વાર આગળ પ્હોંચતાં સુધીમાં તો નેફામાંથી નોખો પણ પડી ગયો!

બાપના માથા આગળ બેઠેલો મુસાફિર સહસા ત્યાંથી કુદયો અને દ્વાર ખોલી માયાને અન્દર લેઈ લીધી–અને દ્વાર વાસી દઈ એક હાથે જોરથી તે ખેંચી રાખ્યું—

છેડાયલા વનરાજે એક છલાંગ મારી—

—પણ બન્ધ દ્વારને પછડાઈને તે પાછો ઝીંકાયો.

બારણું પકડી રાખેલા મુસાફિરના હાથ પરજ છલાંગ લેતી વખતનું ત્હેનું લક્ષ્ય હતું–એટલે જુવાનના મુઠ્ઠી ભરેલા આંગળાં એના

પંઝાથી ચીરાઇ ગયાં હતાં.

પંઝો લોહી દદડતો થયા છતાંય ત્હેણે મુઠ્ઠી છોડી ન્હોતી!

નેફામાંથી ઘાઘરો ચીરાઈ છૂટો પડી જતાં નગરનારી નવસ્ત્રીજ બની ગઈ હતી–ઝીણી છતાં કુલવાન જેવી એની ઓઢણીએજ એની લાજને અડધીપડધી ઢાંકી રાખી હતી.

તે ખૂણામાં ભરાઈ ઓઢણીથી અંગ ઢાંકવાનો પ્રયાસ કરતી બોલી, “ત્હમે આમ ન જોશો!–પાછળ ન જોશો!”

મુસાફિરે ફક્ત ગરદનજ ફેરવી અને બોલ્યો, “શું કહ્યું?”

વાંકી ગરદન રાખી–મ્હોઢું સ્હેજ રોષાન્વિત કરી–છણકથી–તિરછી ત્રાંસી નઝરે જોતી બોલી, “બળ્યું!–ના કહ્યું તો યે શીદને જોતા હશો વારુ?–મ્હને અંગ તો ઢાંકવા દો!–ત્હમને મરદોને તો જાણે–પણ મ્હને શરમ આવે છે—”

માયા તો ઘણું લવી ગઇ—

પણ સિંહના પંઝાની જોરદાર ઝપટે એને જરા બેભાન અને બેધ્યાન બનાવી દીધો હતો–એને કળ ચ્હઢી હતી—

એટલે ગરદન ફેરવવા છતાંય એની આંખોએ તો માયાના નવસ્ત્રા–નફ્ફટ અંગ–રૂપને જોયું ન જોયુંજ કર્યું હતું!

તે સ્હેજ અકળામણથી બોલ્યો, “માયા! જે હોય તે–જલ્દી કર–જલ્દી આમ આવ! મ્હારી મુઠ્ઠી પર સિંહે સખત પંઝો માર્યો છે–હું લોહીલુહાણ થઇ ગયો છું—”

લોહીલુહાણ શબ્દ કાને પડતાંજ માયા જેમતેમ ઓઢણી લપેટી અંગ ઢાંકી–દોડતી આવી અને બોલી, “તો મુઠ્ઠી છોડી દો ને!”

“ત્હારો કાકો બ્હાર મુઠ્ઠી છોડવાનીજ રાહ જૂએ છે!–મૂરખ!–આમ આવ–લે, આ મ્હારે માથેથી સાફો છોડી લે અને એને સળિયામાં ભેરવી સ્હામી ભીંતને પેલે ફડે–એના બે છેડા તાણી બાંધ.”

માયા ઉભી થએલી વિકટ પરિસ્થિતિ સહજમાં સ્હમજી ગઈ અને એના હાથમાંથી કેદખાનાની કુંચી જેટલા ચાપલ્યથી સરકી પડી હતી તેથી પણ બમણી ચપળતાથી ત્હેણે મુસાફિરની સૂચના મૂજબનું કામ કરી નાંખ્યું.

મુસાફિરે મુઠ્ઠીમાં પકડેલા સળિયાઓ છોડી દીધા અને કેદખાનાની દિવાલોના ખૂણેખાંચરે બાઝેલાં કરોળિયાનાં જાળાં શોધી શોધી આંગળાંના પડેલા ઘા ઉપર દાબવા માંડયાં–માયા પણ થોડાંક જાળાં તો ઢૂંઢી લાવતી ને દાબવામાં મદદગાર બનતી હતી.

—પછી તો ખોળતાં ખંખોળતાં જાળાંય ખૂટયાં એટલે માયાની પણ ધીરજ ખૂટી–તે બોલી, "તો હવે—?"

"હવે શું વળી?–ત્હારી નજીવી બેદરકારીથી મ્હોટી મુશ્કેલીમાં તું ને હું–બન્ને સપડાઈ ગયા છીએ–તો હવે એ દૂર કરીએ–તે વિના કૈં જવાનો કે ન્હાસવાનો માર્ગ પણ મળવાનો છે?"

"મ્હને કમ્પારી છૂટે છે!"

"બીજું શું થાય અત્યારે? પેલા ખુણામાં કંકોટિયું વાળી બેસ હમણાં!"

"ના, એમ નહીં!–આ સિંહના પંઝામાંથી કેમ બચાશે?–તમની—"

"સિંહના જડબાંમાં હું માથું આપીશ!—પછી તું ત્હારે સ્હવારે ચાલી જજે. ત્હારે ન્હાસી છુટવું એ તો સ્હેજ વાત!–રમતમાં!–એકજ અદા કરી-ફક્ત એકજ નખરો–એટલે પછી ભલેને શકરાજ હો કે સાક્ષાત્ ઈન્દ્ર-પણ એનાં સાનભાન ડૂલ!"

"ઓ, બાપરે—"

આંટા મારી મારી થાકેલા નહીં-પણ કંટાળેલા વનરાજે ફરી કેદખાનાના સળિયાને અનુલક્ષી એક છલાંગ મારી—અને તેથીજ

માયાથી "ઓ, બાપ રે—" ની ચીસ પડાઇ ગઇ હતી.

સળિયાને અફળાઇને પાછો પછડાતાં સિંહ ખિજાયો અને ગર્જના પર ગર્જના કરવા મંડયો.

ત્હેણે બે જીવતાં મનુષ્યોને દાઢમાં ઘાલવા દૃઢ નિશ્ચય કર્યો હોય—એવી પ્રતિતી એના ક્રોધમાં ને ખિજવાટમાં ખુશી દેખાતી હતી!

"માયા! એ ખૂબજ ખિજાયો છે—એને સળિયા ભાંગી આપણી મિજબાની કરવી છે—હું ખરી વસ્તુ પ્રધાનના પ્રવેશદ્વાર આગળ ભૂલતો આવ્યો છું—નહીંતર એના હમણાં હાડકાં રંગી નાંખત—અને તે પણ ખુલ્લા મેદાનમાં ઉતરી પડી—ફકત એક ભાલોજ બસ છે—પણ ફિકર નહીં—કમ્મરનાં હથિયારો સાબૂત છે—ચાલ, તો તું પેલા ખૂણામાં ભરાઇ જા—હું હવે એક છેલ્લી યુકિત અજમાવું છું—પછી આ પાર કે પેલે પાર!" એમ બોલી મુસાફિરે કારાગારના સળિયા પર ચ્હડવા માંડયું—સળિયા ત્રાંબાના હતા—ટોચેથી ઘસીને ભાલા જેવા અણિયાળા હેતુપુરઃસર બનાવવામાં આવ્યા હતા.

વનરાજની આંખોમાં શિકારસિદ્ધિની ભાવિ ખુશી હતી—તે અનિમેષ નઝરે મુસાફિરને ચ્હડતો જોઇ રહ્યો હતો.

અધવચ આવી મુસાફિરે કમ્મરપટામાંથી કટાર કાઢી હાથમાં સજ્જ કરી રાખી—ફરી ત્હેણે આગળ ચ્હડવા માંડયું—કેદખાનાના ઉંચા સળિયા અને ત્હેની છતની વચ્ચે એક હાથની ખાલી જગ્યા પડતી હતી—

—વિચાર બદલાયો અને કાઢેલી કટાર ફરી કમ્મરમાં ખોસી દીધી!

—એની ગણત્રી ખરી હતી!

—એણે ખાલી જગ્યામાં જઇ ડોકિયું કર્યું કે તરતજ લોહી-તરસ્યા પ્રાણીએ ત્હેની ગરદન જમજડબામાં ઝડપવા: એક છલાંગ

મારી—

સિંહ સળિયા પર આવ્યો અને મુસાફિરે ચાપલ્યથી ત્વરિત ગતિયે-એક હાથે એક સળિયો મજબુત પકડી રાખી પોતાનું આખું શરીર બીજી બાજૂ પર ઝુકાવી લીધું—

શિકારી ચૂક્યો અને આબાદ સળિયાના એક, બે, ત્રણ ને ચાર ભાલાના અણિયાંઓ પર તે ફંસાઈ પડયો—

મુસાફિરે તરતજ પોતાના નવરા હાથને તે તરફ લંબાવી સિંહને આગળનો એક પગ મુઠીમાં મજબુત ઝડપી લીધો-સળિયો છોડી દઈ બીજે હાથે મુઠીમાં બીજો પગ પકડયો.

વિંધાયલો વનરાજ હાંફતો હતો-ત્હેના ગળાની બારીમાંથી જે ખોખરો ઘુરઘુરાટ નીકળતો હતો—તે કાલગીતના-ભૈરવના-રૌદ્ર છતાં મૂર્છનામાં નમતા સ્વરો જેવો થરકતો હતો !

મુસાફિર સિંહના બન્ને પકડેલા પગ પર લટકી પડયો.

ત્હેના પ્રચણ્ડ પ્હેલવાની શરીરનું વજન આવતાંજ વનરાજ પણ વિંધાઈ ગયો-ભાલાનાં ચાર ફળિયાં-અણિયાં ત્હેના શરીરની પાર નીસરી પડયાં—

—અને મુસાફિરે પણ સિંહનાં પકડેલા પંઝા છોડી દઈ પડતું મૂક્યું !

# પ્રકરણ ૫ મું.



## બાપ દીકરો.



ત્હેણે પડતું મૂકયું તે વખતે તે સ્હેજ બેબાકળો બની ગયો હતો એટલે કેવી રીતે અને કયાં પડવું તેવો કશોય પડતાં પ્હેલાં ત્હેણે નિર્ણય પણ કર્યો ન્હોતો !

તે કેદખાનામાં સુતેલા—ઉંઘતા પોતાનાજ બાપના પગના નળાઓ ઉપર ઝીંકાયો !

એક તો મજબૂત અને વજનદાર શરીર—ત્હેમાં વળી ખૂબ ઉંચેથી પડવું—

વૃદ્ધ કેદી સુતો સુતોજ પ્રાણવેધક ચીસ પાડી ઉઠ્યો—ત્હેની ઉંઘ વેરાઇ ગઇ—

તે અસ્પષ્ટ અને તૂટક તથા મન્દ અવાજે કંઇક બોલતો હતો—

ત્હેની આંખો આંસુથી ભીની હતી—ત્હેનું આખું હૃદય આંખોમાં ઉડી આવ્યું ન હોય તેમ લાગતું એક આંસુમાં એક દર્દકહાણી-એમ અસંખ્ય આંસુમાં ત્હેના ગતજીવનની અનેક કરૂણકથાઓ ઉભી ઉભી-ધ્રૂજતી ધ્રૂજતી આંસુના સમુદ્રમાં ન્હાતી હતી !

તે જરા જોરથી અને ખિજવાટથી બોલ્યો, "તમે મ્હને ગોળી

વખતે મારી નાંખતા કેમ નથી ?–મ્હારાથી રહેવાતું નથી !—હું ત્હમને સાચું કહું છું–હું શાન્તિથી નહીં મરૂં તો ભૂત થઈશ અને ત્હમારા બધાંની સાથે—" તે બોલતાં બોલતાં હાંફી ગયો ! ત્હેના શરીરમાંય શું રહ્યું હતું જે એકકે શ્વાસે સાજા માણસની માફક બોલી શકે વારૂ !—ત્હેણે થાક ખાવા આંખો મીંચી દીધી હતી—તે ઉઘાડી અને ગુસ્સાથી–જીવનની ઝંખનાઓ, આશાઓ, મહત્વકાંક્ષાઓની નિષ્ફલતાની નિર્બળતાથી જન્મેલા ગાંડપણથી બ્હાવરી દેખાતી–ફાટી આંખે–હોઠ પીસી બોલ્યો, "વેર લઈશ–ત્હમારૂં બધાંનું લોહી ચૂસીશ–તે વિના—તે વિના—તે વિ—"

"—હું નહીં જંપું !" કહી ઝટ દેતો કે દીકરો બાપની પાસે બેસી ગયો–અને બાપની મૂંઝારો અનુભવતી છાતીની બ્હાર તરી આવેલી પાંસળીઓ પર પોતાની હથેલી ફેરવવા મંડી પડયો.

ત્ર્યંબ ફરી—

"હાસ !–હાસ !" બોલતાં આંખો મીંચી દીધી !

બાર વરસે બાપને જોઈ દીકરો ઘેલો બની ગયો હતો–ઘડીભરને માટે તે પરિસ્થિતિ, સ્થળ અને કાલને પણ વિસરી ગયો હતો !

તે બોલ્યો, "બા–પુ !"—

—પણ આગળ ન બોલી શકયો ! ત્હેનાથી એક ડૂસકો મેલાઈ ગયો–માયાની સ્હામે છૂપાવેલાં આંસુ બમણા વેગથી છતાં થયાં—

અત્યારસુધી મુગ્ધચિત્તે અને વિસ્મયભર્યાં નેત્રે દશ્ય જોઈ રહેલી માયા પાસે આવી અને ધામે રહીને મુસાફિરની સોડમાં બેસી ગઈ—

બેસતાં બેસતાં ત્હેનો પગ જરા વૃદ્ધના શરીરને અડી ગયો અને ડોસાએ મીંચેલી આંખો પાછી ઉઘાડી—તે કંઇક શોધતી હતી !—

—શોધનું સ્વપ્નસાફલ્ય અનુભવતી આંખો સ્થિર બની–એટલે વાણી ઉઘડી. "તું પણ આવી છે !–આવ, આવ ! ગુપ્તલક્ષ્મી !—

આવ,—આમ આવ !—શરમાય છે શું કા—?" વૃદ્ધની વાણીમાં વહી ગયેલી જુવાની જીવતી થતી જણાતી હતી !–ત્હેની આંખોમાં મન્દ સ્મિત ઝબૂકતું હતું !

દીકરો જરાક વધારે નીચો વળ્યો અને બાપની આંખોમાં આંખો ફેરવી બોલ્યો, "બાપુ !—બાપુ" ત્હેણે ધીમેથી ખભો ઝાલી પોતાના બાપને જરા ઢંઢોળ્યો પણ ખરો—

બાપની આંખની કીકિયો ત્હેના તરફ ત્રાંસ લેઈ ફરી-અને જાણે જીવનનો ભૂતકાલ વંખેરી કંઇક યાદ કરવાનો પ્રયાસ કરતી હોય તેમ ઠરી પણ ખરી—

બીજીજ પળે આંખો જરાક હસી–જેની નિશાની રૂપ કાન તરફના ત્હેના ખૂણાઓમાં ઝીણી ઝીણી બે ત્રણ કરચોલિયો પણ પડી—

ઉમળકો આવ્યો, જીભ સળવળી અને વૃદ્ધાવસ્થાથી લબડી પડેલા હોઠ ઉઘડ્યા, "કોણ ?—" બીજી વખત પૂછ્યું, "કોણ ?—" ત્રીજી વખત પૂછ્યું, "કોણ ?—" જેમાં પુત્રજન્મના શુભ સમયનો આનન્દ ભર્યો હતો, લાંબા સમયની વાંચ્છનાની સિદ્ધિ ભરી હતી, બાપનો પૌરુષ પ્રેમ પીગળતો હતો–ત્હેનાથી સૂઇ ના રહેવાયું !

તે બેઠો થઇ ગયો—

ગાંડો મટી ડાહ્યો થઇ ગયો—

—ભેટી પડયો—ગળગળો થઇ ગયો !

ત્હેની આંખોમાં આંસુ અને પ્રેમ બન્નેનો જુવાળ આવ્યો હતો !

તે આલિંગનથી જરાક ઢીલો થયો—

ચાર આંખો એક થઇ—

ડોસાએ દીકરાને એક બોકી ભરી લીધી–શત્રુના કાળની ફૂટતી કાળી અણિયાળી ટશરો જેની—નવી,• ઝીણી—તથા મહત્વાકાંક્ષા શી દીકરાની મરોડદાર વાંકી મૂછો પર !—

અને પૂછ્યું, "કોણ ?—ચન્દ્રગુપ્ત ?-બેટા ! જીવે છે ?-બેટા !—બેટા !—બે—" તે ફરી ચોધાર આંસુ સારતો ભેટી પડ્યો !—હેનું શરીર ધ્રૂજતું હતું !

ઘણું ઘણું કહેવાનું છતાં આંસુથી ભીંજાતા ગાલે-આંસુનો વાર્યો દીકરો ફક્ત બાપના વાંસા પર પોતાનો હાથ પસારી રહ્યો હતો—ઘડીભરને માટે ત્હેણે વાણી પરનો કાબૂ ગુમાવ્યો હતો ! બાજૂમાં બેઠેલી માયા પણ મૂંગી મૂંગી આંસુ સારતી હતી-ત્હેણે જરાક માથું ઉંચું કર્યું—અને બોલી, "ચન્દ્ર—"

એના અડધા બોલમાં એનું આખું હૃદય ઠલવાઇ ગયું હતું !

ચન્દ્રગુપ્તે માથું ઉંચક્યું અને ત્હેના મ્હોઢા પર સ્થિર નઝર કરી બોલ્યો, "માયા !—મ્હારા બાપની આ સ્થિતિ કરનારાઓની હું ખબર લેઈ નાંખીશ ! મ્હને મરતાં ને મારતાં બન્ને આવડે છે !" ત્હેણે ફરી બાપ તરફ નઝર ફેંકી તો શું જોયું ?-બાપ બહુ વરસે જોવા મળેલી દીકરાની મુખકાન્તિને અનિમિષ નેત્રો વડે ઘૂંટડે ઘૂંટડે પી રહ્યો હતો !

ચન્દ્રગુપ્તે હસતાં હસતાં પૂછ્યું, "બાપુ ! શું જૂઓ છો ?—મ્હને નથી ઓળખતા ?—"

બીજીજ પળે વૃદ્ધની આંખોનો ભાવ બદલાયો અને ત્હેણે આતુરતાથી પૂછ્યું, "ચન્દ્ર ! બેટા !—ગુપ્તનન્દિની શું કરે છે ?"

"ત્હમને બહુજ યાદ કરે છે—મ્હને મોકલ્યો છે !"

બાપે પૂછ્યું, "મ્હને મળવા !"

"ના, બાપુ ! મ્હારે ત્હમને લેઇ જવા છે—રાજગૃહી !—મ્હારી માની પાસે !—"

"પણ—"

"પણ બણ હવે હું સાંભળનાર નથી ! હું ત્હમને લીધા વગર પાટલીપુત્ર છોડનાર નથી !"

પાટલીપુત્ર નામના શબ્દગુંજારવે બાળપણનાં ચિત્રો નિમિષભરમાં

ડોસાની નઝર સ્હામે ખડાં કરી દીધાં.

તે બોલ્યો, "પાટલીપુત્રના બળવાના દિવસો હજુ ભૂલ્યો નથી! તે દિવસે ત્હને–અહા–હા–છૂપાવતાં શી શી મુશ્કેલી—?—બેટા!–બેટા!—" તે વચમાં વચમાં હાંફતો હતો–જાણે થાક ન લેતો હોય—

"બાપુ! એ દિવસો હવે ભૂલી જાવ!"

"ભૂલી–જાવ!–ભૂ–લાઇજ ગયા છે!–પણ–પણ–હું ત્રણ ત્રણ દિવસથી ત્હારી રાહ જોઇ રહ્યો છું!–આજે મ્હારા કાળેજ ત્હને મ્હારી પાસે મોકલ્યો છે!"

"બાપુ–બાપુ!—" ચન્દ્રગુપ્તે ધ્રૂસ્કે ધ્રૂસ્કે છુટ્ટે મ્હોંયે રડી દીધું.

"બેટા!–ચન્દ્ર!—" બોલતાં બોલતાં દીકરાના ખભાને ટેકે ડોસો બેઠો થઈ ગયો.

"બાપુ! ત્હમે સૂઈ રહો—"

જવાબમાં ડોસો બ્હાવરાની માફક ચારે બાજૂ જોતાં જોતાં બોલ્યો, "ચન્દ્ર!—મ્હારી આંખના રતન!—જો, જો, જો—"

"શું બાપુ?—"

"જુવાની પાછી–પાછી આવે–છે–મ્હારી–મ્હારી નસોમાં જોરથી લોહી દોડે છે!"

"બાપુ! ત્હમે સૂઇ જાવ!—"

"સૂઇ જાવ! સૂઈ જાવ!—એમ શું કહ્યા કરતો હઇશ?—ના કહ્યું જે ત્રણ ત્રણ દિવસથી કાળ મ્હને કરડી રહ્યો છે!—જો, હું ત્હને થોડીક વાત કહી લઉં–પછી–સૂઈ જાઇશ!–એવો કે–જો, સાંભળ! મન્ત્રદત્તને તું ઓળખે છે?—" ડોસાએ બળવાના સમયના પોતાના એક અજોડ સાથીદારને યાદ કર્યો.

"એના દીકરાઓને પાળ્યા છે!"

"એના દીકરા પણ લાખના અને ડોસો એકવચની એને બળવામાંથી પાછો ખેંચવા શકરાજે કૈં કૈં લાલચો બતાવી છે–કુલસત્તાધીશ બનાવવાની–પાટલીપુત્રનું પ્રધાનપદું સોંપવાની પણ—"

ડોસો જરાક અટક્યો.

—છતાં ઘડી પ્હેલાં તૂટક તૂટક વાક્યો બોલતા ડોસાને આમ એકાએક સળંગ વાક્યો ઉચ્ચારતો જોઈ દીકરાને આશ્ચર્ય તો ઘણુંયે ઉપજ્યું—પણ વિધિની બાપના જીવનચોપાટ પર વાંકી ગોઠવાતી સોગઠીની ચાલબાજીને તે સ્હમજી ન શક્યો—ઉલટો એણે તો મન સાથે હવે બાપને રાજગૃહી સહીસલામત લેઇ જઇ માને સોંપવાનો દૃઢ નિશ્ચય કર્યો—પણ એ બિચારાને ક્યાં ખબર હતી કે મોતને અને એના બાપને હવે બેજ આંગળનું છેટું રહ્યું છે!—

ત્હેને ન સ્હમજાયું કે અત્યારે જણાતી ડોસાની સ્વસ્થતા એ ત્હેના પાસે આવેલા મોતના પયગામની અચૂક નિશાની છે—સ્વસ્થતા નહીં પણ ભાગ્યની ભૂલભૂલામણી છે!

ડોસાએ કહેવાનું કહ્યા વિના નહીં જંપવાનો અત્યારે દૃઢ નિશ્ચય કર્યો હતો એટલે ત્હેણે આગળ બોલવા માંડ્યું, "મન્ત્રદત્તનો આખા દેશમાં જોટો નહીં મળે!—એ અદ્‌ભૂત છે-ભેદી છે—અવધૂત પણ ખરો—એ તો તું એને પ્રત્યક્ષ મળશે ત્યારેજ ખબર પડશે!—એની અને મ્હારી મહત્વાકાંક્ષાના મિનારાની ઉંચાઈ એકજ સરખી!—"

બાપુને "સુઇ જાવ!" કહેનાર દીકરો અત્યારે સાનભાન ભુલી જૂનો ઇતિહાસ સાંભળવામાં બીલ્કુલ તલ્લીન બની ગયેલો લાગતો હતો—ત્હેણે વચમાંજ એક શંકા ઉઠાવી, "બાપુ! તમે બન્ને તો જીવજાન દોસ્તો!—તો પછી તમે કેદમાં અને—"

બાપે જરાક કચવાટથી શંકાનું સમાધાન કરતો પ્રત્યુત્તર દીધો,

"અને—અને શું?—મહારાજ કહેવાથી એ ન્હાસી ગયો—અને તે પણ આપણા કુલની રક્ષાને ખાતર!—એ ન હોય તો તું કે ત્હારી મા જીવતાં ન રહ્યા હોત!—અને—અને ત્હને-ત્હને મારવાને તે શકરાજે આ પેલા ભામટા અરૂણદત્તની શીખવણીથી કૈં ફાંફાં માર્યાં છે જેની વાત ન પૂછો!—"

"બાપુ! મન્ત્રદત્ત અત્યારે ક્યાં હશે?"

"રાજગૃહીના જંગલોમાં—કહેતો કે ગિરિશિખર પર આશ્રમ બાંધીશ—ત્હારા દીકરા ચન્દ્રને જુવાન થતો જોઇશ—અને એનીજ મારફત પાટલીપુત્રને સ્વતન્ત્ર કરીશ!"

"પણ હું હમણાં એમને નહીં મળી શકું!"

"કેમ?—"

"પાટલીપુત્રને પ્હેલાં સ્વતન્ત્ર કરીશ—શયતાનને સીધો કરીશ—પછી મળીશ!—બાપુ! એના દીકરાઓ પણ એના જેવાજ લાગે છે—એમનાજ પ્રખર પાણ્ડિત્યથી આજનું વિશ્વવિખ્યાત તક્ષશિલાનું વિદ્યાલય દીપી રહ્યું છે—અવારનવાર હું પણ ત્યાં આર્થિક મદદ કરૂં છું બાપુ!"

"કોણ? વેદવાણી અને વીણા પાણિ?—એકસો ને એકનો વેદવાણી—સવાસોનો વીણાપાણિ—અને—ત્રણસોનો મન્ત્રદત્ત—અને—અને એ કહેતો—કહેતો કે મ્હેં તો અમૃત પીધું છે—" ફરી ડોસાના શરીરમાં શિથિલતા આવી ગઈ—એણે ગાભાચિંથરા જેવી ગોદડીમાં શરીર પડતું મૂકવાની તૈયારી કરી—પણ તરતજ ચન્દ્રગુપ્તે ઝીલી લીધું, "બાપુ!—બાપુ—" કહી ચન્દ્રગુપ્તે બાપના તાલવાળા માથા પર હાથ ફેરવવા માંડ્યો.

દીકરાની જાંઘને ટેકેલા બાહુ પરજ પડ્યા પડ્યા ડોસાએ લવારી શરૂ કરી, "પ્રતિજ્ઞા લે—પ્રતિજ્ઞા લે—પ્ર-પ્ર—તિજ્ઞ્ઇ—"

"બાપુ—બાપુ!—" બાપના મ્હોંઢા તરફ ટીકી ચન્દ્રગુપ્તે એક ઉન્ડો નિઃશ્વાસ મૂક્યો!

"મ્હને :લઇ ના—લઇ ના—જ—જઇશ!-મ્હ—મ્હ—પ—પ પકડાઇ જઇશ!—"

"બાપુ!—" હવે ચન્દ્રગુપ્ત સમજ્યો કે ત્હેનો બાપ મહાભિનિષ્ક્રમણના મહામાર્ગે જઈ રહ્યો છે.

ડોસો છેવટનું બબડ્યો, "માથું-મા—ને—મા—"

અને ડોકી નાંખી દીધી—

# પ્રકરણ ૬ ઠું.



## ગુપ્તગમન.



**ચ**ન્દ્રગુપ્તનું હૃદય વલોવાઇ રહ્યું હતું !

માયા ધ્રુસકાતી ધ્રુસકાતી બોલી, "મરી—ગયા ?"

છૂટે મ્હોંઢે ચન્દ્રગુપ્તથી "ઓ, મ્હારા બાપુ—રે—" ની પ્રાણ-પોક મૂકાઇ ગઈ !

ત્હેણે રડતાં રડતાં અનાયાસે ઉંચે આકાશ તરફ જોયું-ચન્દ્રને ત્હેણે જોયો—

તે કહેતો હતો—

ન્હાસ, સ્હવાર થવા આવી છે—

—ચન્દ્રના ફીકા રંગથી ચન્દ્રગુપ્ત સચેત થયો અને બાપનું શરીર નીચે મૂકી ચપળતાથી બોલી ઉઠ્યો, "માતા ! હવે આપણે જવું જોઇએ !"

માયા રડતી હતી.

ત્હેણે જનાનમાં વધુ ધ્રુસકા ભરવા માંડ્યાં.

ચન્દ્રે કહ્યું, "બાપ મ્હારો મરી ગયો છે—હતાં જો, મ્હારી

આંખો ?—માયા ! હું નથી રડતો ને તું—"

"હમને હમારા બાપ—"

"ખૂબ લાગે છે—ઘર જઈ રડીશ !"

"રડવાનું—તે—વળી—"

"અરે, ગાંડી ! સ્હવાર પડી જશે તો તું ને હું બન્ને સપડાઇ જઇશું—ચાલ, ચાલ ઉઠ !—એ ન્હોય બીજા !–એ તો હું–એક આંખમાં અમૃત ને બીજીમાં ઝેર—માયા !—માયા !—ચાલ, મ્હને જરાટેકો આપ કે હું એમને ખભે ઉંચકી લઉં ! ચાલ, ઉઠ–ઉઠ !"

માયા ઉભી તો થઈ ગઈ પણ વિચારમાં પડી ગઇ !

"વિચારે છે શું ?–ચાલ, ચાલ—ટેકો આપ–ટેકો આપ !"

"અરે, પણ હમે આ કરો છો શું ?" માયા સાશ્ચર્ય બોલી.

"કેમ ?–બાપને રાજગૃહી લેઇ જાઉં છું–બીજું શું કરવાનું વળી?"

"જરૂર–પકડાઇ જશો–મ્હારૂં માનો તો હમે એમને એમ ન્હાસી છૂટો !–આટલું મ્હોટું શબ લેઇ અત્યારે જશો પણ ક્યાં ?—જરા ચન્દ્ર તરફ તો જૂઓ !—ચાર વાગવા આવ્યા ચાર !"

"પણ તો કરૂં શું ?—હું લીધા વગર નહીં જાઉં !—માને વચન આપી આવ્યો છું—માને શું મ્હોઢું બતાવું ?"

ઘડીભરને માટે બન્ને વિચારમાં પડી ગયા–કોઇ કંઇ જ ન બોલ્યું !

સહસા ચન્દ્રગુપ્ત બોલી ઉઠયો, "માયા !—"

"અં—"

"એ માથું—માથું કહેતા હતા—તો—"

"તો શું ?"

"માથું લેઇ જઇશ !"

"હું—"

"હા, તું ઉભી રહે—" કહી રાજગૃહીનો ગૌરવરવિ મ્યાનમાંથી તલ્વાર કાઢી બાપના શબની પાસે ગયો—નીચે નમ્યો—હાથ કમ્પ્યો—

અને તલ્વાર બાપના પળા પરજ પડી ગઇ—

તલ્વાર લેવા ફરી નીચો વળ્યો—તલ્વારની મુઠમાં મુઠ્ઠી ભેરવી—અને ત્હેનું હૃદય અન્દરથી કકળી ઉઠ્યું—ત્હેનું ક્ષાત્રતેજ ઉછળી પડ્યું,—જે અદમ્ય નીવડ્યું !

"બાયલા!—પણ આ તો બાપ છે!—મુડદાંનું માથું કાપતાં ડરે છે?—માને શું જવાબ આપીશ? કાપી લે-કાપી લે—" હૃદયે "કાપી લે" કહ્યું અને આંખો જોરથી મીંચાઇ ગઇ!—હાથે કરવતની માફક જોરથી દીકરાની પાસે બાપના માથા પર તલ્વાર ફેરવાવી!

માયાએ મ્હોઢું હથેલીઓમાં છૂપાવી દીધું!

માથું ધડથી છૂટું પડી ગયું.

ગોદડીની નીચેથી ફાટું તુટું ગુણપાટ-ટાટિયું કહી ધ્રૂજતે હાથે ચન્દ્રગુપ્તે બાપનું માથું ત્હેમાં લપાવી લીધું—અને માયા તરફ જોઇ કહ્યું, "માયા! ચાલ!"

બન્નેએ જવાની તૈયારી કરી અને જતાં જતાં સળિયાએ ઉપર ફંસાઇ ગયેલા સિંહ ઉપર ઉન્દ્રગુપ્તની નઝર પડી!

તે બોલ્યો, "અરે, ઉભી રહે! લે, આ માથું રાખ!" એમ કહી માથું માયાને સોંપી આપણો મુસાફિર કારાગારના સળિયાઓ ચ્હઢી ગયો-અને ફંસાઇ ગયેલા સિંહના શબને નીચે હડસેલી મૂકવાનો પ્રયાસ કરવા માંડ્યો!

માયા નીચે ઉભી ઉભીજ બોલી ઉઠી, "અરે, એને હવે કાં ચૂંથો છો? રડ્યો મરી ગયો છે!-હવે તમને ત્યાં પડ્યો છે તે શું

નડે છે વારૂ ! મરવા દો ને !—"

માયાએ પોતાનું સંભાષણ સંપૂર્ણ કર્યું અને ચન્દ્ર પણ પોતાના આદરેલા—સિંહને નીચે ઝીકવાના પ્રયાસમાં સફળ થયો !

તે નીચે ઉતરી પડયો.

કારાગારમાંથી સિંહના મુડદાંને બ્હાર લાવ્યો—મ્યાનમાંથી તલવાર કાઢી સિંહની ગરદન પર તેણે એક જોરદાર ઘા કર્યો.

વનરાજનું માથું ધડથી જુદું પડી ગયું.

લોહી ખરડાયલી બન્ને વાનગીઓ બે હાથમાં લેઇ લીધી અને બોલ્યો, "ચાલ, હવે ! મ્હારા બાપનું માથું હમણાં તું સાચવજે !—કારણ મ્હારા હાથમાં આ કાલેશના સગા કાકાનું માથું છે !"

"પણ હવે એની જરૂરજ શી હતી !" બન્ને ચાલતાં ચાલતાંજ વાત કરતાં હતાં.

"હમણાં તે સહમજાશે !—ત્હારા ને મ્હારા ન્હાસી જવાની આખા પાટલીપુત્રને એ જાહેરાત કરશે ! સત્તાધીશો સળગી જશે અને ભોળા પ્રજાજનો રાજી થશે !—લે, દ્વાર તો આ આવી લાગ્યું" એમ બોલી ચન્દ્રગુપ્તે ભોંયરામાંથી ઉંચે આવેલા બારણાં તરફ ઉંચી નજર કરી.

—અને બોલ્યો, "ઉભી રહે ! રાખ—મ્હને જોઇ આવવા દે !"



# પ્રકરણ ૭ મું.



## શકરાજ.



શકરાજના મહાલયમાં પ્રવેશ કરવાના દ્વારની બરોબર ખબર કાઢી ચન્દ્રગુપ્ત પાછો ફર્યો અને માયા તરફ જોઇ બોલ્યો, "ચાલ, ભય નથી! એ શયતાન હજુ ઘોરે છે!—નસ્કોરાં પણ ફૂં ફૂં—ફૂં ફૂં ચાલે છે—ભય નથી—અને અત્યારની ઉંઘ એટલે એવી તો મીઠી કે કોઇ માથું કાપી જાય તો પણ ખબર ના પડે!—ચાલ—ચાલ— મ્હારી પાછળ આવ!—"

બન્ને શકરાજના શયનભવનમાં આવીને ઉભાં!

મધ્યમાં એક મ્હોટી દીવીમાંનો તથા ચારે ખૂણાઓમાં સળગતા— રજનીરાણીની સુગન્ધિત પત્તિયોના ખૂશબોદાર અત્તરના દીવાઓ પણ ઝાંખા થઈ ગયા હતા—હોલવાઇ જવાની તૈયારી પરજ હતા! કોડિયાંઓની કિનાર ઉપર ને અન્દર કેટલાય પતંગિયાઓ પાંખો સળગાવી મરી ફીટયાં હતાં!

ચન્દ્રગુપ્તે ધીમે પગલે આગળ વધતાં વધતાં—નાકે આંગલી મૂકી કહ્યું, "ધીમે—અવાજ ન થાય!—સમય નથી—નહીંતર એને પણ જરા સીધો કરતો જાત!—પણ ઉંઘતાને મારવો એ ઠીક નહીં! ઉભી રહે—પેલો ભાલો લેઇ લઉં!" એમ કહી તેહેણે શયનભુવનની

ભીંત પરનો ભાલો લેઇ દીધો—

—બન્ને જણ ઝટ નીચે ઉતરી પડ્યાં—શકરાજના—મૌર્ય ચન્દ્રગુપ્તે રચાવેલા પ્રખ્યાત કાષ્ઠ મહાલયના સિંહદ્વાર આગળ આવી પહોંચ્યા. ડહેલી પરના દરવાનો સહવારની મીઠી ગુલાબી ઉંઘ લેઇ રહ્યા હતા. એ રસ્તેથી પણ બુદ્ધપગલી તરફ જવાતું હતું.

ચન્દ્રગુપ્તે ભાલા પર સિંહનું માથું ભેરવ્યું અને સિંહદ્વારની સ્હામેના બુદ્ધપગલી પાસેના ચબુતરાના શોગાનમાં તે રોપી દીધો. ભાલાના મૂળ પાસે ધડ પણ ફગાવી દીધું !

"ચાલ, હવે—સહવાર થતાં અજાયબી થશે !"

બન્ને જણું ચાલવા માંડયું-ચાલતાં ચાલતાં વાત નીકળી.

"હેં ત્યારે માયા ! શકરાજને લોકો શયતાન કેમ કહે છે ?—શું એ એટલો બધો ખરાબ છે ?"

"ખરાબ ?—અરે, દુરાત્મા, દુષ્ટ, વ્યભિચારી—"

"વ્યભિચારી !" ચન્દ્રે પૂછ્યું.

"હા, રોજની એક કુમારી—"

"તે એવી તે કોણ રોજ રોજ પૂરી પાડતું હશે !"

"સત્તાધીશો !"

"સાલા બાયલાઓ !" ચન્દ્રે પાટલીપુત્રના નમાલા સત્તાધારીઓ પર તિરસ્કાર વરસાવ્યો.

"બરાબર છે !" માયા બોલી.

"શું બરાબર ?"

"સરકી જતી સત્તા સાચવવાનો એ પણ એક રાજનીતિજ્ઞોનો જાણીતો માર્ગ છે !"

ચન્દ્રગુપ્તે માયા તરફ જરાક કરડી નજરે ત્રાંસુ જોયું.

માયા બોલી, "મ્હને ડરાવશો ના!—હું તો નગરનારી—! વારાંગના! મ્હારે શું?—પણ આ તો અમારા વર્તમાન પાટલીપુત્રની પ્રચલિત રૂઢીનું બ્યાનજ કરૂં છું."

"કે સત્તાધીશો તું કહે છે એમ કરે છે?—"

"હા—પોતાની કે પારકાની મા-દીકરીઓનાં યૌવનધન પોતાના માલિકનાં ચરણે ધરી—ત્હેને એકલાનેજ રાજી રાખી—સતિયોનાં શિયળ માથે રહી લૂંટાવી—પ્રજાને હડધૂત કરી—પોતાની સત્તાનો પટો દીકરાના દીકરા સુધી કાયમ કરવાનો નીચ પ્રયાસ કર્યેજ જાય છે!—કાં તો એવા સત્તાધીશોના પંઝામાં સપડાનાર પડવી, પોલી પ્રતિષ્ઠા કે પૈસાના લાલચુ પ્રજાજનોનો પણ પાટલીપુત્રમાં ટોટો નથી પડતા! પોતેજ પોતાના ઘરને કે ઘરના બારી બારણાંને આગળ ધરે છે!—લ્યો, તો—મ્હારૂં મકાન પણ આવી ગયું!—મહારાજ! પધારો!"

# પ્રકરણ ૮ મું.



## માયાને ત્યાં !



"માયા !—"

"અં—"

"એક વિચાર થાય છે—"

"કે ?—"

"માથું લેઈ રાહ જોતી માતાની પાસે ચાલ્યો જાઉં—અને—"

"અને નહીં !—પધારો !"

"અને બીજો વિચાર થાય છે કે આવ્યો છું ત્યારે ભાવિ કાર્ય માટે પાટલીપુત્રની બરાબર ચિકિત્સાજ કરતો જાઉં-માયા ! એક બે વસ્તુ બહુજ ખરાબ બની ગઈ !—"

"શું તે ?"

"ઘોડો ગયો અને ભાલો-બન્ને પર મ્હારી નિશાનીઓ છે-જે સ્હેજે-આવનાર કોણ અને ક્યાંનો હતો ?-હેની પૂરી માહિતી આપી દેશે—એટલે કે મ્હારો ન્હાનકડો જમીનનો ટૂકડો ખૂંચવવા-રાજગૃહીને લૂંટવા—પાટલીપુત્રના સત્તાધીશોના આજ્ઞાધીન સૈનિકો અમારા તરફ આવી પ્હોંચશે !"

"મહારાજ ! પધારો—" માયાના ત્રણ ત્રણ વાર કરેલા સત્કારને અન્તે તે નજ તરછોડી શક્યો ! તે અત્યારે ઉભો હતો તે લત્તો કનિષ્કકતાર હતો.

ચન્દ્રે માયાના મકાનમાં પ્રવેશ કર્યો–મન સાથે એક વિચાર કર્યો,

"વારાંગનાનાં મકાનો આમ ખુલ્લાં રહેતાં હશે ?–હોય–! જેવી એ ખુલ્લી, નિર્લજ્જ–તેવાં ખુલ્લાં એનાં મકાન !"

ઘરનાં બધાં માણસો ઉંઘતાં હતાં.

માયાએ પૂછ્યું, "મહારાજ ! સંકોચ ના પામશો !—"

જવાબમાં ચન્દ્રગુપ્તે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો !—

—તેજ સમયે પાટલીપુત્રના મહામાત્ય અરૂણદત્તે પથારીમાંજ આળસ મરડી અને બે ત્રણ બગાસાં ખાધાં !

શકરાજે પલંગની તળાઇમાં પાસું બદલ્યું–તેજ પળે ત્હેનાજ મહાલયની પાછલી બારીએથી કોઇક ગંગાના માઝાળ પાણીમાં પડતું મૂક્યું !

"માયા ! મ્હને એક વિચાર આવે છે—"

"શું ?—"

"હું અત્યારેજ પાટલીપુત્ર છોડી ચાલ્યો જાઉં—"

"મહારાજ !—" માયાને ઘણું ઘણું કહેવાનું હતું પણ ત્હેણે "મહારાજ !" સમ્બોધનમાંજ તે સમેટી લીધું !

"લાવ, પેલું મ્હારા બાપનું માથું મ્હને આપી દે–હું તો અત્યારેજ જઇશ–અને તું પણ ચાલ !"

માયા બોલી, "મ્હેં તમને—"

"કેમ ? ત્હેં તો મ્હારી પાછળ ભટકવાની વાત કરી હતી !— અને બીજું એ કે હવે પાટલીપુત્ર ત્હારે કે મ્હારે માટે સલામત નથી!"

"હું જાણું છું !" કહી માયા એક ઉન્ડા વિચારમાં પડી ગઈ !

કેદખાનામાં જોયેલો ચન્દ્રગુપ્ત અત્યારે ત્હેને જૂદો લાગ્યો ! તે વખતે એણે ત્હેને ઘડીકમાં ફસાવી શકાય એવું વિલાસનું પૂતળું ધાર્યો હતો—પણ કેદખાનામાં સાંભળેલા બાપ—દીકરાના સંવાદે ત્હેની કરેલી કમનીય કલ્પનાને ક્યારનીય ભાંગી નાંખી ભૂકેભૂકા કરી નાંખી હતી !

થોડીકવાર તો બન્ને મૌનજ રહ્યાં. છેવટે ચન્દ્રગુપ્તે અધીરાઈથી પૂછ્યું,

"કેમ, ત્યારે વિચાર શું કરે છે ?"

"વિચારૂં છું—"

"શું પણ ?—"

"કે ત્હમે કોણ અને—"

'અને તું કોણ ?-તું ને હું બન્ને માણસ !"

"વારૂ,—મહારાજ ! ત્હમે જાવ—"

"અને ત્હને ભયમાં મૂકી જાઉં ?"

"અરૂણદત્તની જીવનદોરી મ્હારા હાથમાં છે !" માયાને એની ન્યાતનું જોર મ્હળ્યું !—એણે પોતાનું પુરાણ ઉકેલવા માંડ્યું-પોતે નિર્ભય છે ત્હેની મહારાજને ખાત્રી આપવા-ત્હેણે આગળ હાંક્યું. "મહારાજ ! અત્યારે હું સ્હમજી શકી છું કે ત્હમે-ત્હમે છો અને હું-હું જ રહીશ !-આખા પાટલીપુત્રના રંગીલા વિલાસ લટુઓને આ માયા પોતાની આંગળીના ટેરવા ઉપર નચાવે છે ! અરૂણદત્તની રગ મ્હારા હાથમાં છે-એની વૈરીને મ્હેં ગાંડી થવાની ફરજ પાડી છે !-આપ મ્હારે માટે નચિન્ત રહો-અરૂણદત્ત મ્હને કંઈ જ કરી શકનાર નથી-પણ આપ કોણ છો તે મ્હને કહેતા જાવ કે આ પાપિણી પોતાના મેલા ધન્ધામાંથી જ્યારે ફુરસદ મેળવે ત્યારે આપનું

પ્રાતઃસ્મરણીય નામ જપી પોતાનાં પાપોનું પ્રાયશ્ચિત કરી શકે!"

"માયા!" ચન્દ્રગુપ્તનાં સમ્બોધનમાં પ્રેમ, દયા અને ઔદાર્યની ત્રિવેણીધારા વ્હેતી હતી!

"મહારાજ!" કહેતામાં તો તે કનિષ્કકતારની કલંકિત કામિની ચોધાર આંસુડે રડી પડી!

—અને ત્હેણે ચન્દ્રગુપ્તનાં ચરણો પકડી લીધાં.

નિશ્ચલભાવે અને સ્થિર ચિત્તે ચન્દ્રગુપ્તે માયાના માથા પર પોતાનો કર સ્થાપ્યો અને કહ્યું,

"માયા! મ્હારે મોડું થાય છે—મ્હારાં ચરણો છોડી દે—મ્હને જવા દે!—"

"હું આપને ક્યાં રોકું છું!" કહી ઉભી થઇ ગઇ અને ફરી એકવાર ત્હેનું હૃદય ભરાઈ આવ્યું હતું!

માયાનાં વદન પર સ્થિર આંખો સ્થાપી–ગામ્ભીર્યભર્યા અવાજે ચન્દ્રગુપ્ત એક વાક્ય બોલ્યો, "માયા! હું–રાજગૃહીનો મહારાજ ચન્દ્રગુપ્ત છું!–એ તો ત્હેં કેદખાનામાંજ જાણી લીધું હતું–તો પછી પૂછવાનું પ્રયોજન શું કે ત્હમે કોણ છો?"

રડવાનું ખાળી માયાએ મહારાજ તરફ જોયું અને સરોષ પ્રશ્ન કર્યો, "ત્હમે માણસ છો?"

"હા, એ હૃદયવાળો!"

"ત્યારે તો હું જીતી!" માયાનું રૂદન કોણ જાણે ક્યાંય સંતાઈ ગયું!–અને તે ખડખડાટ હસી પડી.

"હસે છે કેમ?"

"રડી–હવે હસું છું. કારણ મ્હારી જીત થઈ છે!—"

"હું જાઉં છું—" કહી ચન્દ્રગુપ્તે હીંડોળાખાટ ઉપર મૂકેલું

બાપના માથાનું પોટલું લેવા હાથ લંબાવ્યો.

માયા બોલી, ત્હેનું મ્હોઢું ઉતરી ગયું હતું, "બસ, જશોજ !–નગરનારીનું બોલ્યું ચાલ્યું માફ કરજો ! બે હૃદયવાળા આવા કંજુસ હોય છે એવું હું ન્હોતી જાણતી !"

"ત્હને સંકટ પડે તો તું રાજગૃહી ચાલી આવજે–હું ત્હને નિર્ભય આશ્રય આપીશ !"

"મહારાજ ! હું ન્હાને મ્હોઢે બહુ અજુગતું બોલી છું !"

"તું વિષ્ણુગુપ્તને ઓળખે છે ? મ્હારે એને મળવું છે–પણ આ માથું ગંધાઈ ઉઠે તેથીજ ખરી રીતે તો મ્હારી જવાની ઉતાવળ કરૂં છું !"

"હું મશાલો એમાં ભરી દઈશ મ્હને એ કલા આવડે છે–માથું હું સાચવીશ–આવ્યા છો ત્યારે અમારૂં નગર તો—"

"વારૂ,–ત્યારે હું અહીં ત્હારે ઘર હવે નહીં આવું !–આવીશ માથું લેવા ફક્ત–પણ ક્યારે તે પણ નક્કી નહીં !"

"પધારો ! પણ અનામત મિલ્કત જલ્દી લેઈ જઈ મ્હને ઋણ-માંથી મુક્ત કરજો !–કોણજાણે છે ઘડી પછી શું નું શું થઈ જાય !–આ તો તરંગી રાજા–પ્રધાનનું પાટલીપુત્ર છે !—ક્યારે શું થશે ત્હેનું કંઈ ન કહેવાય !—અને જૂઓ વખત છે ને ના–ના કહું છું છતાં જો અરૂણદત્તના પંઝામાં સપડાઈ જાઉં તો પણ હું તો ડરતીજ નથી એ એંખલીથી !–કરી કરીને બીજું તે શું કરવાનો છે ? મારી નાંખશે–જીવ લેશે–ફાંસીએ લ્હટકાવશે !–પછી કૈં ?"

"પણ આવું બધું ગાંડું શીદ બોલતી હશે ?–હજુ પણ હું પાટલીપુત્રમાં જ્યાંસુધી છું ત્યાંસુધી તો મ્હારે માટે જીવ જોખમમાં મૂકનારનો કોઇને વાળ વાંકો સરખો કરવા દેનાર નથી એમ નિશ્ચે માનજે !–વારૂ, તો એક બીજી વાત પૂછું કે બ્રાહ્મણવાડો ક્યાં આવ્યો?"

"કેમ ? કોને મળવું છે બ્રાહ્મણવાડામાં વળી ?"

"મન્ત્રદત્તના દીકરાઓને અને મ્હારા બાલસખાને !"

"અહીં વખત છે નહીં પણ હોય—કારણ ઘણેખરે ભાગે પાટલીપુત્રનો વિદ્વાન બ્રાહ્મણોનો પણ્ડિત વર્ગ તક્ષશિલાના વિશ્વવિદ્યાલયમાંજ રહે છે !"

અત્યારસુધી લુબ્ધી વારાંગનાનાજ દ્રષ્ટિકોણથી જોતા ચન્દ્રગુપ્તને પાટલીપુત્રની એક નગરનારીની નગર બાબતની બાતમી અને રખાતી તકેદારીને માટે આશ્ચર્ય થયું-જરાક માન પણ ઉપજ્યું !

"અને ત્હમારા બાલસખાનું નામ શું ?"

"મદનમિત્ર !"

"એ તો હા ઓળખ્યો—ઓળખ્યો !—આ પેલો—અમારા મગધનો પ્રખ્યાત ચિતારો !—એનું શું કામ પડ્યું ?-પ્રતિમા ઘડાવવી છે કે છવિ આલેખાવવી છે ?"

ચન્દ્રગુપ્તને માયાની મીઠી વાતમાં એવો તો રસ પડી ગયો કે ઘડીભરને માટે તો જવા કરવાનું પણ વિસરી ગયો !

ત્હેણે કહ્યું, "તું એને ક્યાંથી ઓળખે ?"

"મહારાજ ! મ્હારી છવિ આલેખી ને એની કીર્તિ વધી !"

"અને ત્હારી પણ—"

માયા જવાબમાં કૈંજ ના બોલી !

ચન્દ્રગુપ્તે જવાની તૈયારી કરી ને માયાની બુઢ્ઢી મા આંખો ચોળતી આવી પ્હોંચી–તે બોલી, "બેટા, માયા ! સાંભળ્યું ?"

"શું છે ? સ્હવારમાં શે માથું ખાવા આવી છો ?" માયાના મા તરફ ઉચ્ચારાતાં વેણુ અને વર્તનમાં સહકાર અને સ્નેહને બદલે ખુલ્લો તિરસ્કાર હતો !

—અને દીકરીને રૂપની દુકાનદારી મંડાવનાર નફ્ફટ મા તરફ કયી પુત્રીને માન કે પ્રેમ પણ હોય વારૂ ?

"બેટા ! ગંગાકિનારે જોને લોકો ભેગા થયા છે !"

"તો જા–તું પણ ત્યાં—!"

"એમ નહીં બેટા !—આપણો લક્ષ્મીરામ ખબર લાવ્યો છે–હુલ્લડ જેવી—"

"હું !—" માયા માની તરફ કરડી નઝર નાંખી જવાબની રાહ જોતી ઉભી રહી.

"કે માયા દુખી મરી !"

"તું જા–મ્હારે ત્હારી લવારી સાંભળવી નથી—" ત્હેણે ચન્દ્રગુપ્ત તરફ જોયું અને બોલી, "મહારાજ ! આપ જાવ–પણ જલ્દી પધારજો !"

"મ્હારૂં આવવાનું હવે અનિશ્ચિત !" એમ બોલતાં બોલતાં ચન્દ્રગુપ્તે લોહીવાળું થયેલું પ્હેરણ કાઢી નાંખ્યું. નીચેના વસ્ત્રો ચોકખાં હતાં. માયાએ મહારાજને સ્નાનનું પૂછ્યું–જેના જવાબમાં ચન્દ્રગુપ્તે "ગંગા" બતાવી !–ત્હેણે ઘર છોડ્યું અને માયાની માએ ફરી લવારી શરૈ કરી, "અને માયાનું ગંગાકિનારે શબ નીકળ્યું છે !"

રાતના પરિશ્રમથી કંટાળેલી માયા "લક્ષ્મી ! લક્ષ્મી !" નોકરના નામની બૂમ મારતી ત્યાંથી ચાલી ગઇ !

---

# પ્રકરણ ૯ મું.



## પ્રભાતનો પ્રધાન !



પ્રધાન તો પાટલીપુત્રનો—

—પણ રાતનો જૂદો—

—પ્રભાતનો જૂદો !

કનિષ્કકતારની–પ્રધાનજીની આંખની પૂતળી માયાના ઘરમાં ચન્દ્રગુપ્તે પગ માંડયો–અને અહીં અરૂણદત્ત પથારીમાંથી બગાસાં ખાતો બેઠો થઈ ગયો !

ગમે તેટલી મોડી રાત્રે સુવા છતાં સ્હવારમાં ચાર ને પાંચની વચમાં પથારીનો પરિત્યાગ કરવાની પ્રધાનની ટેવ વર્ષોજૂની છે.

—પણ એ ટેવ પડવાનાં કારણો ઘણાં હતાં–પ્રધાન થયા પછી એ કારણો એને : કેટલીક વખત પોતાના ભાવિકાર્યની સાંકળોના આંકડાઓની છોડજોડ કરવામાં મદદગાર બનતાં હતાં !

નિરાશાજનક ગૃહજીવન એને કેટલીકવાર તો આખી રાત સતાવતું–અને તે પણ આ ઉમ્મરે—

દિવસના નઝર સ્હામેથી પસાર થઇ ગયેલી સુન્દર સુન્દરીઓનાં રૂપાળાં મ્હોંઢાં ત્હેની આંખો સ્હામે ખડાં થઈ જતાં—

ત્હેના બ્હારના ફક્ત દેખાવના સાધુતાના દમ્ભ અને ડોળની પાછળ–ત્હેના હૃદયમાં વિલાસ અને વિષયવાસનાથીજ નર્યું ભર્યું શૃંગારરસનું તુમુલ તોફાન મચી રહેતું—

—અને જો વળી ત્હેમાં કોઈક રાજખટપટના વિચારો ઓચિન્તા મગઝમાં ધસી આવતા તો તે એટલો બધો તો અસ્વસ્થ બની જતો કે ત્હેનાથી પછી તો પથારીમાં પણ પડી ન રહેવાતું—

—તે પથારી છોડી ઝટ ઓઢેલું આધું ઉસેડી દઈ ઉભો થઈ જતો—

—મનને મનાવવા–તનને કસરત કરાવતો આ ભીંતથી તે ભીંત–એમ આખી રાત આંટા માર્યા કરતો !

રાતના અજંપાને દૂર કરવાને સ્હવાર થતાં ઉપર ને ઉપરજ પોતાને ત્રીજે માળેજ દાતણ પાણીથી પરવારી–આંખમાં રાતના પલાળી રાખેલા ત્રિફળાનું ઠંડક કરવા સારૂ ઠંડુ પાણી છાંટતો.

અવસ્થાની આંખોના નમી જતાં તેજનું-ત્રિફળાનું પાણી રક્ષણ કરતું–દદડતી આંખોની ગરમીને તથા ત્હેને લીધે પડતી ઝાંખને કાપી નાંખતું.

ઉઠી–દાતણપાણીથી પરવારી–હજુરિયાથી મ્હોઢું લૂંછતાં લૂંછતાં પ્રધાને દિવાલ પરના મ્હોટા દર્પણમાં જોયું.

બાજૂના એક ઉંચા ત્રાંબાના કોતરકામવાળા બાજઠ પરથી ત્હેણે હાથમાં કાંસકી ઝડપી લીધી.

આ ઉમ્મરે પણ ચ્હેરામાં ભવ્યતા લાવવાને રાખેલાં–સફેદ થઇ ગયેલાં વાળનાં કાનછેરિયાં ત્હેણે કાંસકીથી ઓળીને–લમણાની નીચે લાંબા કાનની બુટ સુધી કડીની માફક–ઉંધા પ્રશ્નાર્થ ચિન્હની જેમ ગોળગોળ ગોઠવ્યા !

મ્હોઢે માથે ઓઢવાની ટેવથી અસ્તવ્યસ્ત–વેરણછેરણ–ઉંચા નીચા

થઇ ગયેલા મૂછના વાળને તર્જની તથા અંગૂઠાની ચપટીમાં ચપસી-આમળીને ત્હેણે ઠીકઠીક કરી લીધાં-સાથે સાથે મૂછના લંબગોળ થોભિયાને પણ જરા પંપાળી લીધા !-અને ત્હેનો નિત્યક્રમ શરૂ થઇ ગયો.

ખભે હઝુરિયો નાંખી તે નીચે ઉતર્યો અને દાદરની બરોબર સ્હામે આવેલા બારણામાં ત્હેણે પ્રવેશ કર્યો.

ઓરડામાં એક સળિયા ભરી લીધેલી ઓરડી હતી. જેમાં અરૂણ-દત્તની ગરિબડી પત્ની ગૌરી પથારીમાં બેઠેલી દ્રષ્ટિગોચર થતી હતી.

એ અરૂણદત્તની પ્હેલીવારની પત્ની હતી—

—વાંઝિયાબારૂં ટાળવાને ત્હેણે બીજી વખત લગ્ન કર્યાં હતાં. પણ તે યે એક પુત્ર ને બે પુત્રીઓ સોંપી ચાલી ગઇ-વૃદ્ધાવસ્થામાં પ્રધાનની ચાકરી કરવાને કે સાથ કરવાને ન થોભી !

સળિયાની પાછળ પૂરાયલી પ્રધાનની જૂની ઘરવાળી ઓસિકાને ઓઢવાનું વીંટીને નિર્જીવ ઓસિકાને વારંવાર બાથમાં દબાવતી ત્હેની સાથે વાત કરતી હતી !

"હું ત્હમને નહીં છોડું !-બસ,-નહીં બસ-છોડવાનીજ નથી ના !-મ્હારા વ્હા-લા !" કહી ત્હેણે જોરથી, પ્રેમના આવેશથી, વ્હાલથી અને ઉરના ઉમળકાથી ઓસિકાને બાથમાં દબાવી દીધું !-જાણે કે દમ્પતીનું એક અનોખું આલિંગન !

બાજૂમાં ઉભેલા પ્રધાન અરૂણદત્ત આ નાટક જોઇ મન્દ સ્મિત કર્યું !

બીજીજ પળે ત્હેના ચ્હેરા પરનું સ્મિત ઉડી ગયું—

—કારણ ગૌરી-ત્હેની પત્ની રૂદન કરતી હતી.

અરૂણદત્તની આંખો સમક્ષ જીવનના ભૂતકાલના દુઃખી દિવસો તરી આવ્યા-તે કહેતા હતા,

"આણે ત્હારે માટે કાયા ખરચી નાંખી છે—જાત ઘસી નાંખી છે—ત્યારે ત્હેં ?—ત્હેં એને જીવનની જેલ આપી છે !—ડાહી હતી ત્હેની ગાંડી બનાવી છે !—ઘરની લક્ષ્મી હતી ત્હેને ત્હેં બલા બનાવી છે !"

પ્રધાન પાસે ગયો.

એક હાથે સળિયો પકડી સળિયાને માથું અડીંગી નરમ પ્રેમભર્યા અવાજે બાલ્યો,

"ગૌરી ! ગૌરી !—"

ગૌરીએ સહસા એના તરફ ગર્દન ફેરવી અને આંખોમાં આંખો પરોવી—

—તે ઉઠી ને ત્હેના તરફ દોડતી આવી ! ત્હેનું મ્હોઢું બેબાકળું હતું—શબ્દો જલ્દી જલ્દી બોલતી હતી,

"મ્હને ?—મ્હને બોલાવો છો ? —હું ?—મ્હને બોલાવો છો ? મ્હારે—મ્હારે—"

આખી રાત રડી રડીને કાઢી હતી એટલે ગૌરીના સુક્કા ગોરા ગાલો પર સૂકાઇ ગયેલાં આંસુના ખરેટા પડ્યા હતા !

તે કોણ જાણે કયી આશામાં જીવતી હતી ?—કયા સ્વપ્નસુખોના પોષણથી જીવન ટકાવતી હતી ?—તે ભેદ એની ગાંડુ હસતી આંખો-માંથી કદિ કદિ ડોકિયાં કરતો—જે તે જાણતી—ત્હેની ઓરડીની દિવાલો અને ત્હેના વિમુકત જીવનને બાંધી રાખનારા બારણાંની જાળીના સળિયા જાણતા !

જુવાનીમાં—ભર જુવાનીમાં યુવાની અમર ટકાવી—અમર માણ-વાને પ્રધાને પોતાની ગૌરીને કંઇક પાયું હતું—વૈદ્યમિત્રની સલાહથી કંઇક માત્રાઓ અને કંઇક મહારસોની મદદથી ગૌરીને હતી તેવીને તેવીજ તે રાખી શકયો હતો—

સંકોચ, કાઠિન્ય, સ્તમ્ભન આદિ પ્રયોગોના પ્રભાવથી ત્હેણે યુવાની એવી તો જોસમાં અને બે-હોશમાં માણી કે દશ વરસમાં-પાંત્રીશે તો ત્હેના માથા પર પળિયા આવી પ્હોંચ્યાં-ત્હેના ગાત્રોમાં ત્હેને ઘણીજ ન્હાની ઉમ્મરે વૃદ્ધાવસ્થાને પોતાની અનિચ્છા છતાંય પ્રવેશ કરતી જોઈ!—

—અને ગૌરીને જાણે આથમવાનીજ ન હોય તેવી જુવાની ખૂબ સતાવવા લાગી-કારણ અમર યુવાની માણવા પ્રધાનજીએ ત્હેને કૈંક પાયું હતું—ખરી રીતે તો કુદરત વિરૂદ્ધ જઈ જીવનનું સત્યાનાશ વાળ્યું હતું!

પછી તો પ્રધાનજી ઇચ્છે કે મ્હારા ઘરમાં કોઈ જુવાન માણસ નાવે-અને ગૌરી તલસતી જુવાન માણસ સાથે વાતો કરવા-ટોળ ટપ્પા મારવા કે કોઈક મિષે બ્હાર રખડવા જવા! ત્હેની આંખો આખો દિવસજ અસ્થિર રહેતી-ચારે દિશામાં કૈંક શોધ્યા કરતી!

જેમ જેમ ત્હેના પર પ્રધાનનો જાપ્તો અને કડપ વધતો ગયો તેમ તેમ ત્હેના મગજની કમાન ઝસકતી ગઈ!-હૃદયની ગુપ્ત ભાવોર્મિ છેવટે છતી થતી ગઈ!

ત્હેના સ્વચ્છન્દથી પ્રધાન જ્યારે ખિજાતો અને મૂઝાતો ત્યારે ગૌરીને તે મ્હોંઢે હોઢ સુણાવી દેતો કે-તું લાખ ઘણું કર-પણ હવે કંઈજ વળનાર નથી?-યુવાનીનો બગીચો ત્હારે માટે બનાવડાવું અને ધાર કે ત્હેમાં તું જીવન ભર પડી રહે તો પણ ત્હારૂં ધાર્યું ત્હને મળનાર નથી?-મરુભૂમિ ફરી ફળદ્રુપ બનનાર નથી!

—એકાદ વરસમાં તો ત્હેનું ગાંડપણ એવું વધી પડ્યું કે ત્હેણે વસ્ત્રોની પણ મર્યાદા મૂકી દીધી-જુવાન માણસ નજરે પડતાંજ તે બૂમો મારતી-આકર્ષવા ત્હેની સ્હામે અશ્લીલ ચેષ્ટાઓ પણ કરતી!

છેવટે જ્યારે ત્હેણે એક દિવસે એક જુવાનને બળજબરીથી ઘરમાં આણી પ્રેમોન્માદમાં ત્હેના નાક ને ગાલ કરડી ખાધાં ત્યારે પ્રધાનથી

ન રહેવાયું.

—તે ઘર આવ્યો—

—તો ત્હેણે જોયું—

ગૌરી પોતાની જાતેજ પોતાના સુન્દર અંગને–સુન્દર ગાત્રોને ઉઝરડા ભરી રહી છે—

તે દિવસથી કંટાળેલા પ્રધાને ગૌરીને કેદખાનામાં નાંખી હતી!—

અરૂણદત્તને તો નહીંજ પણ ત્હેના પ્રધાનપણાંને કન્યા આપવા સર્વ કોઈ તલપાપડ થઇ રહ્યાં હતાં–મા વિરોધ કરતા તો બાપ કહેતો કે મરી જશે તો તું ને હું બન્ને પોષાઇશું-અને બાપ વિરોધ કરતો તો મા કહેતી મ્હારી લાડકીને નોકરચાકર વગર નહીં ચાલે–એનાં પગે લાળાં લેવાશે એનાથી પાલખી કે રથ બગર બ્હાર નહીં નીકળાય!–માટે મ્હારૂં માનો અને મ્હારી દીકરીને ત્યાંજ પરણાવો!–પૈસો હશે તો બધુંય મળશે!–મૂંઝાવાની જરાય જરૂર નથી!–તો વળી બાપ કહેતો કે ગાંડી! રે,–ઘરડો જમાઈ?–અને ઘરડે જમાઇએ તે શા વંશના વેલા—?—તો વચમાંજ દીકરીની હિતૈષી મા બોલી ઉઠતી,–એ બધામાં ત્હમે કંઈજ ન સ્હમજો!—એ બધું કામશાસ્ત્ર મ્હને આવડે છે–કંઈ કૈં ને પચાપંચાવને પણ કુળદીપકો પ્રકટ્યા છે–અને હા–મ્હારી દીકરી સતી છે–કોઈ બોલે તો ખરૂં—માથુંજ ફોડી નાંખું ત્હેનું! આપણી દીકરી પ્રધાનની પત્ની બનતાંજ આ ત્હમારા ને મ્હારા પણ રંગઢંગ ફરી જશે, સ્હમજ્યા!

આમ પાટલીપુત્રમાં ઘણા માબાપો વાતો કરતા પ્રધાનને ઘોડે ચ્હઢાવવાની–પોતાની કાળજાંની કોર જેવી કાજગરી દીકરી આપી પ્રધાનનો વંશ સજીવન રાખવાની!–પ્રધાનનું તગદીર તેજ હતું!

—છેવટે પરગજુ જનતાએ પ્રધાનજીના વંશની રક્ષા કરી–અને બીજીવારની વંશરક્ષા કરનાર-પારકાની લાડકી પણ છેવટે પ્રધાનને નગરનારીઓ–વારાંગનાઓમાં કુતરાની જેમ રખડતો મુકી સ્વર્ગ તરફ ચાલી નીસરી!

# પ્રકરણ ૧૦ મું.



## દીકરા-દીકરી.



ગાંડીનાં દર્શન કરી પ્રધાન કૃતાર્થ થયા—અને ખરેખર એ એમજ માનતા! કારણ જ્યારે પાટલીપુત્રીમાં એને કોઈ પળી પાણી ન આપતું-કોઈ ઓળખતું નહતું ત્યારે વગર ધન્ધેધાપે એનું ઘર કુશળ ગૌરીએ ચલાવ્યું હતું-ગૌરી એની ગરીબીનું ગુમાન હતું-એની ભાવિ સંપત્તનું ઘર હતું!

ગૌરીના પગલે એ તર્યો હતો અને એ જાણતો પણ હતો કે એના જતે પગલે હું ડૂબી પણ જઈશ!

એ ધીમે પગલે દીકરા કાલિદત્તના કક્ષ તરફ વળ્યો.

નવાઈએ આવા વંશ તો જાણે રાજયોગ—પણ એ વંશનો વેલો પ્રધાનની આંખોને ઠારે એવો તો નજ હતો!

એણે અમર જુવાની માગવાનું મૂર્ખ પગલું જો ન લીધું હોત તો પછીના સંજોગો બન્યા તે ન બનત!—અને અરૂણદત્ત કોઈ જૂદીજ વ્યક્તિ થાત-શકરાજની સત્તા પણ પાટલીપુત્રમાં લંબાત અને ગુપ્તસામ્રાજ્યની સ્થાપના પણ મોડી થાત-પણ પાટલીપુત્રની વંઠી જતી સત્તાના સૂત્રધારોના ભાગ્યના વિધાત્રીએ જૂદાજ ગુણાકાર-

ભાગાકાર કરી નાંખ્યા હતા !

—કારણકે ત્હેને હવે આ પાંગળી સત્તા, પાંગળા પ્રધાનો, પાંગળા પ્રજાજનો અને પાંગળા પ્રજાપાલકો ગમતાજ ન હતા ! ઇતિહાસનાં પાનાં નવાં લખાતાં હતાં !

ભારતીય સંસ્કૃતિના વિક્રમશીલ યુગના વિક્રમ સિતારાઓ ક્યાર-નાય ઉગી નીકળ્યા હતા—કોઈ મહાલયમાં, મન્દિરમાં, કુટિરમાં તો કોઈ એકાન્ત ગહન ગિરિશિખર પર !

તે તારાઓ "ચન્દ્ર" સાથે ઉગશે અને શાન્ત સૂતેલા "સમુદ્ર" ને જાગૃત કરી—તોફાની બનાવી—"વિક્રમચન્દ્ર" નું પ્રતિબિમ્બ સમુદ્ર-હૃદયમાં પ્રકટાવશે !—

—જે જીર્ણશીર્ણ અને વિકીર્ણ થતી ભારતીય સંસ્કૃતિને સાચવી. સંરક્ષી સમુજ્જ્વલ કરશે !

—અને કાલિદત્ત જેવા કાળમુખા દીકરાઓ અરુણદત્તનું નામ ડૂબાડશે !

કાલિદત્ત ઘણી વખત કહેતા કે રૂપ જોઇ મ્હારાથી રહેવાતું નથી—ત્હેમાં—ત્હેમાં પીગળી જવાનું મન થઈ જાય છે—રૂપની તે વ્યાખ્યા કરતા કે પીતા છતાં તરસ છીપવાને બદલે દિનપ્રતિદિન વધતીજ જાય—સુધા પીતાં કોણ ધરાયું છે ?—તેમ માણવા છતાં સન્તોષજ ન થાય ત્હેનુંજ નામ ખરૂં રૂપ !—અને ત્હેનુંજ વિલાસ—અમરયુવાની !

ત્હેણે એની સાથે પરણવાના કરાર કરેલા-પણ કરારોનો ત્હેને ભંગ કરવાની જરૂર પડી—કારણ આનન્દ માણ્યા પછી ત્હેને લાગ્યું કે કરાર પાળવા એ બન્ધન સમાન છે—ત્હેણે બન્ને કુમારિકાઓને પતનના પન્થે અધવચ લેઇ જઈ છોડી દીધી—તે માનતો કે હું ખૂબજ સુન્દર છું—ત્હેને એકલાનેજ શ્રીમાન્ એલેકઝાન્ડર જેવું નાક હતું—એલેકઝાન્ડર જેવું નાક અને બે ઝીણી-ચૂંચલી આંખો તથા માથે પડેલી લીસી ટાલ જો સૌન્દર્યપૂરક ગણાતાં હોય તો જરૂર તે

સુન્દર હતો-એવો કે જેનો જોટો આખા મગધમાં મળે એમ ન હતું ! ઉંચાઇમાં એના બાપ કરતાં એ દોઢો હતો.

આજના પાટલીપુત્રમાં આપણા પ્રધાનપુત્ર જેવા માણસોનો પગલે ને ડગલે ભેટો થતો !

બારણાં આગળ ઉભેલા પ્રધાને દીકરાના ઓરડાનું દ્વાર ખોલ્યું તો ત્હેણે જોયું કે ત્હેનો કુલદીપક શરાબના શયતાની પંઝામાં સપડાઇ જઇ-દૂર દૂર પતનની ઉંડી ખીણોમાં પડવાને જઇ રહ્યો છે-જ્યાંથી ત્હેને કોઇપણ પાછો વાળી શકનાર નથી !

પ્રધાન પનોતા પુત્રરત્નનું મુખ જોઇ સહજ હસ્યો અને મન સાથે બબડ્યો,

"આ શરાબીને મળવા દૂર દૂરના પંડિતો પાટલીપુત્રીમાં આવે છે !-અને કોણજાણે એનામાં એવું તે શું ભર્યું છે જે સારી સારી છોકરીઓ એને પરણવા તલપાપડ થઇ રહે છે ?" એનાં મને એને પ્રશ્ન પૂછ્યો, "પણ એ બધા પ્રતાપ કોના ?" ફરી એનાંજ મને જવાબ આપ્યો, "પણ હું કે આવો નહીં ! વારાંગના મ્હારૂં ઘર પૂછતી ન આવે !-ક્વચિદ્ વિદ્વાન—રાજનીતિજ્ઞ રોજ ?—પણ આની નફ્ફટાઇ ?—એવી કે વારાંગના અને વિદ્વાન બન્ને એનો ભાવ-!-પણ એને નફ્ફટાઇ કેમ કહેવાય ?-કોઇ પંડિત પાટલીપુત્રમાં મ્હારૂં નામ પૂછતો આવતો નથી !—આવે તો વળી ભૂખડીબારસ કોઇ ભેકાર ! ત્યારે મ્હારી કીર્તિ કે—? અત્યારસુધી શુષ્ક જણાતા મગધના પાણ્ડિત્યને એણે-મ્હારા દીકરા કાલિદને રસિકતાનો ઓપ આપ્યો છે-મ્હારો દીકરો શું ખોટો છે ?—એનું સાચું પ્રતિબિમ્બ મગધમાં પાકે તો ના ન કહેવાય !"

પ્રધાને વિલાસ, વ્યભિચાર અને વારૂણી જેવા મહાન દુર્ગુણોને વિદ્વત્તાની આડે ઢાંકી મન સાથે સન્તોષ માન્યો કે-કારણ બેટો બાપની પ્રતિમાજ હોય-એથી બીજું ધારવું મૂર્ખતાજ ગણાય !

ત્હેણે દીકરીઓના ઓરડા તરફ પગલાં માંડવાં માંડયાં !

એકજ પર્યંકશય્યા પર બન્ને બ્હેનો સાથે સૂતી હતી—બન્નેએ હજુ જીવન સાથે લગ્ન–જુગારની બાજી ખેલી ન હતી.

બન્ને વચ્ચે એક એક વરસનોજ ફેર હતો !

એકનું નામ હતું જયજયવન્તી અને તેજ મ્હોટી.

બીજી ન્હાનીનું નામ હતું રજની જે જન્માન્ધ હતી.

પાટલીપુત્રના પ્રખ્યાત ચિતારા મદનમિત્રને બન્નો બ્હેનો વ્હાલી હતી !

પોતાની પુત્રીઓના પ્રેમપુરાણથી પ્રધાન અાણજાણ હતો ! તે તો ઉલ્ટો ત્હેમને યોગ્ય વરનો વર્ષોથી શોધમાં હતો !

ત્હેણે પુત્રીઓને એકાદ વખત પૂછ્યું પણ હતું જેનો ખૂંખારીને બન્ને બ્હેનોએ જવાબ ન્હોતો આપ્યો—એટલેજ ડોસો મૂંઝાતો હતો !

ત્હેને પણ પોતાના પ્રધાનપદના મોભા મુજબ કોઈ સાદો સામાન્ય પાટલીપુત્રનો વેદિયો ગમતો ન હતો !

રજની અને જયજયવન્તીને ત્હેણે માયા મારફત સંગીતવિદ્યામાં પણ પારદર્શી બનાવી હતી.

ત્હને એક બીક હતી કે પોતાના મૃત્યુબાદ દારૂડિયો દીકરો જો પોતાની પુત્રીઓને બરાબર સુખચેનમાં નહીં રાખી શકે તો તે વખત છે ને વારાંગનાઓ બની બેસે—

અને કુળની કીર્તિ પર કાજળ ફેરવે !

એવા કિસ્સાઓ પાટલીપુત્રમાં ઘણા બનતા હતા ! જો સંસાર પર વિતરાગ ઉપજે તો બુદ્ધમઠની સાધુડી બની જાય કાં તો સંગીતવિદ્યામાં પારદર્શિની હોય—કુટુમ્બીજનો તરફથી ત્રાસ હોય—સુખ ન હોય-મન પર કાબૂ ન હોય—કુંવારી હોય વિધવા હોય તો તે જરૂર વારાંગનાનો ધન્ધો ગ્રહણ કરી લેતી ! પછી ત્હેના કુટુમ્બીજનો

ત્હેને યેનકેનપ્રકારે મનાવી શકતા નહીં!–મા, દીકરી કે બ્હેનને પોતાની નઝર સ્હામે વારાંગનાનો કે એથી પણ અધમમાં અધમ વેશ્યાનો ધન્ધો કરતી જોતા–હૃદયમાં બળીને ખાક થઇ જતા–લોકોમાં તો ઉજળે મ્હોઢે ફરીજ ન શકતા–સમાજમાં તેવા કુટુમ્બની પ્રતિષ્ઠા પણ પોલી ગણાતી!

પ્રધાને ઓરડામાં પ્રવેશ કર્યો તેજ સમયે ઉંઘતી રજનીના પર્યંકની પાસે ઉભેલી કોઇ એક વ્યક્તિ પર્યંકની નીચે પ્રધાનજીને આવતા જોઇ લપાઇ ગઇ–

–તે પ્રધાને જોઇ લીધું!–

ત્હેને વધારે સ્પષ્ટ ચિત્ર જોવું–જાણવું હતું!–એટલે તે પાછો ફર્યો અને જોયું ન જોયું કરી ઓરડાના દ્વાર વાસી–બાજૂમાં લપાઇ ઉભો રહ્યો!

તે પલંગ નીચે છૂપાઇ ગયેલી મૂર્ખ વ્યક્તિએ માન્યું પ્રધાનજી ચાલ્યા ગયા–અને વળી દ્વાર પણ વાસતા ગયા!–

–મ્હને એમણે જોયોજ નથી–

–અને જૂએ પણ ક્યાંથી? એ ઓરડામાં પગ મૂકે તે પ્હેલાં તો હું પર્યંકની નીચે છૂપાઇ ગયો!

તે મૂછાળો ફરી બ્હાર નીકળ્યો.

લટ્ટ જેવું લાંબું પલડંગ ત્હેનું શરીર હતું.

રજની અતિશય સુન્દર હતી.

દીપશિખા શી સીધી ત્હેની નાસિકા હતી.

–ગાલ નહીં બલ્કુ ફુલેના કે એંડલા!

–તે ગોરી હતી પણ ચંપકવરણી હતી.

–ત્હેના હાથ લાંબા, સુડોળ અને લીસા સ્હેજ સ્હેજ ગળકાટ મારતા હતા.

ત્હેનું વદન ગોળમટોળ હતું.

ત્હેના કાન ન્હાના સંગીતકલારસિક રમણીનાં સૌન્દર્યને રસાળ બનાવે તેવા ચાટીલા હતા.

ત્હેનાં કઠિન કુચ—જેની દાડિમો છેદી નાંખી છે એવાં ઉંધાં પાડેલાં ન્હાનાં બે કમળો જેવાં ખીલેલાં જણાતાં હતાં.

ઉંઘમાં અસ્તવ્યસ્ત થઇ ગયેલાં વસ્ત્રોથી ત્હેનું છૂપાવી રાખેલું સૌન્દર્ય કાંઇક કાંઇક—દષ્ટિને જોવાને દુર્લભ જેવા લાગે। આગળથી પણ અનાયાસે ઉઘાડું પડી ગયું હતું—જે તપસ્વીને કે સંયમીને મલાયમાન કરે એટલું રૂપાળું હતું !

પેલી વ્યક્તિએ ઉંઘતી રજનીના ગાલો પર હલકે હાથે હથેળી ફેરવવા માંડી !

—તેજ પળે તેપણ કાંઇક શૃંગારસ્વપ્નમાં વિહરતી હશે તેથીજ તેણે અર્ધનિદ્રામાંથી કહ્યું,

—"હાશ !—"

—અને ગાલોની ગુલાબી પત્તિઓ પર હાથ ફેરવનાર વ્યક્તિને ગિલગિલિયાં થઇ આવ્યાં !

તે બીજી કાંઇ વધુ ચેષ્ટા કરે તે પ્હેલાં તો રજની જાગી ઉઠી અને હાથ ફેરવનારનું કાંડું ઝાલી લઇ—હાથ પર હથેળી ફેરવી ઓળખવાનો પ્રયાસ કરતી બોલી ઉઠી,

"કાણ ?–મદનમિત્ર ?—"

—પકડાઇ જવાની બીકે વ્યક્તિ વધુ ન બોલી પણ—

"ઉં !" કહ્યું—મનમાં બબડ્યો, "ભૂતનાથ !"

—એટલામાં સ્હામેનું દ્વાર ફટદેતું કે ખુલ્યું અને પ્રધાને બોલતાં બોલતાં ઓરડામાં ધસભેર પ્રવેશ કર્યો,

"સાલા ! બેશરમ !–હજુ ત્યારનો અહીં ભરાઇ રહ્યો છે ?" કહી એક બે ધોલો પ્હેરાવી દીધી !

"કાકા !–કાકા !—" તે ધ્રૂજતો હતો.

"મૂવો ત્હારો કાકો ને તું! સાલા! બદમાશ! મ્હારી છોકરીઓને ખરાબ કરવા ભરાઈ રહ્યો'તો રાતનો?—નીકળ!—બ્હાર નીકળ મ્હારા ઘરની!—જો, હવે મ્હારા ઘરમાં ટળ્યો તો ત્હારો ટાંટિયોજ કાપી નાંખીશ!" કહી ઓચીમાંથી સાહી એને દાદર તરફ ધકેલ્યો.

તે પણ એવો ગભરાઇ ગયો હતો કે કાકા શુંનું શું કરી નાંખશે તે-ઉભો ઉભો ધ્રૂજતો ધ્રૂજતો વિચારતો હતો!—

—પણ ધક્કો મળતાં તો તે ઉલ્ટો ખૂશ થયો અને દાદર જોતાંજ સડસડ તે નીચે ઉતરી પડ્યો—ત્હેણે મુટ્ટીવાળી ઘર તરફજ ન્હાસવા માંડ્યું!—પોંસભેર ન્હાસતાં ન્હાસતાં રસ્તામાં તે એક ગાયડીને પણ અથડાઇ પડ્યો—જે ગાળો દેતી હતી!

જેણે જાત જીવન વડી ઉભું કર્યું છે તેવી કુટુમ્બની શ્રમજીવી મુરબ્બી સિવાયની કોઇ વ્યક્તિને સ્હવારમાં વ્હેલી પથારી છોડી ઉભા થઇ જવાની બહુંધા ટેવ હોતી નથી!—કારણ તે મુરબ્બી છે— કુટુમ્બનો ભારવટિયો—મોભ છે.

—કુટુમ્બના મુરબ્બીએ સંપૂર્ણ શ્રમ અને જાતમહેનતથી પૈસા અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યા હોય છે એટલે કેટલે વીસે સો થાય છે ત્હેની ખબર—ત્હેની ગમ ત્હેની સ્હમજ કે ત્હેની પરવા ત્હેના સિવાયના અન્ય કુટુમ્બીજનને હોતીજ નથી!—અને હોય પણ ક્યાંથી?—

કારણ કે પૈસાપાત્ર માબાપને ત્યાં જન્મ લેઈ તેઓ ગર્ભશ્રીમન્તની માનદ્ પદવીને પ્રાપ્ત કરી ચૂક્યા હોય છે!—કુલગુરુ જેવું ફાટયું ફાટયું જીવન ગુજારી રહ્યા હોય છે!

—અર્થાત્ મોડું ઉઠવું—એ વખત ખાવાપીવા સિવાય કોઇપણ નૈત્યિક યા તો નૈમિત્તિક ધર્મકર્મ નહીં કરવું—ઘરના ગરીબડા નોકર ચાકરો ઉપર ઉભા હૂકમો બજાવવા કે તે વેઢિયા મૂંગા ઢોરો પર ત્હેમનો ગુન્હો થતાં અમાનુષિક ત્રાસ વર્તાવવો—પોતા કરતાં ઉતરતી નીચી ગરીબ સ્થિતિના માણસો તરફ ઘૃણા—તિરસ્કાર અને સૂગભરેલી

કરડી નઝરે જોવું-પોતાના જેવી સરખી સ્થિતિના સદ્દગૃહસ્થને મળતાં પોતે ત્હેના કરતાં પણ વધારે મ્હોટો અને વૈભવશાળી છે એ બનાવ-વાનો પ્રયાસ કરવો-છાકટી પોલી અને ક્ષણિક ઉદારતાનું આજૂ-બાજૂ પસાર થતા લોકસમાજને દર્શન કરાવવા ભિક્ષુક-દરિદ્રીને-હસતે મ્હોંઢે કણ આપી મણ મનાવવાનો પ્રયાસ કરતું દાન કરવું--

-આ બધો ત્હેમનો-પૈસાદારોનો-બહુધા ગર્ભશ્રીમન્તોનો નિત્ય-જીવનનો યાન્ત્રિક કાર્યક્રમ હોય છે--

--જેમાં સંપત્તિ અને સત્તા છેવટ સુધી ટકી રહી હોય તો મરણની છેલ્લી ઘડીસુધી એ ક્રમમાં મીનમેખ જેટલો પણ ફેરફાર થતો નથી !--

કાકા-બચીજનના ઘોંઘાટથી રોજ કરતાં આજે ઘરનાં બધાં માણસો વ્હેલાં જાગી ઉઠ્યાં !

નોકરો પણ દોડાદોડ કરવા લાગ્યા !

મ્હોટા ઘરના નોકરો પણ ઘણીવાર શેઠને માથે છાણાં થાપે એવાં લાંઠ અને બની રહેલા હોય છે !

તે સહમજે છે શેઠાણી એટલે શેઠ ! શેઠાણીનું મન રાખ્યું, તબિયત સાચવી, ત્હેનાત ઉઠાવી-એટલે ઘી-કેળાં !

ઘરનાં માણસો જાગી ઉઠ્યાં એટલે પ્રધાન પોતાના નિત્યકર્મમાં ગૂંથાઇ ગયો કારણ ત્હેને જલ્દી જલ્દી પરવારી શકરાજના મહાલયે પ્હોંચી જવું હતું-વિશ્વગુપ્ત તથા હિમગિરિને જેર કરવા હતા-રાતના ભોંયરામાં ધકેલી દીધેલાં મુસાફિર અને માયાની ખબર લેઇ નાંખવી હતી !

# પ્રકરણ ૧૧ મું.



## પાટલીપુત્રની પરિક્રમા.



ચન્દ્રગુપ્તને વિશ્વગુપ્ત, મદનમિત્ર, વેદવાણી વિગેરેને મળવું તો હતું પરન્તુ એથી વધારે ઉત્કણ્ઠા પાટલીપુત્રની પરિક્રમા કરી લેવાની હતી કારણ ભવિષ્યના ત્હેના નિયત કાર્યક્રમમાં ત્હેને એ પરિક્રમા અત્યન્ત ઉપયોગી નીવડે એમ હતું

જે સમયે પ્રધાનજીએ પોતાનાજ ઘરમાં પોતાના ભત્રીજાને ધોલધાપટ કરવા માંડી હતી તે સમયે આપણો મુસાફિર–રાજગૃહીનો મહારાજ–આખી રાતની ભૂખ મટાડવાને કનિષ્કકતારના મકાનોની પાછળ ઉત્તરદિશામાં આવેલા પાટલીપુત્રના ઇશાનખૂણાના કનિષ્કચોકમાં એક હલવાઇની દુકાને ઉભો હતો. હલવો એટલે ગુજરાતનો શીરો.

હલવાઇ દુકાનદારે પાંચ સાત પૂરી ઉપર એક અડધો શેર હલવો કેળનાં પાંત્રાં પર મૂકી મુસાફિરને આપવા હાથ લંબાવ્યો.

એક હાથે હલવાનું પત્રાળું લેતાં બીજે હાથે તે ગજવામાંથી પૈસા કાઢવાનો પ્રયાસ કરતો હતો.

ત્હેણે એક [1]નિષ્ક કાઢ્યો અને દુકાનદારના હાથમાં મૂક્યો.

દુકાનદાર સ્હવારમાંજ જોવાને દુર્લભ એવા એક સુવર્ણ નિષ્કના દર્શન કરતાંજ ખૂશ તો થયો પણ જરા લેતાં ખંચાયો!

ત્હેણે પૂછ્યું, "ક્યાં રહેવું?"

મુસાફિરે જવાબમાં કહ્યું, "આ નિષ્ક લ્યો!" ભલા હલવાઇએ નિષ્ક હથેળીમાં તો લીધો પણ તે નિષ્કની સ્હામે એકીટશે જોયા કરતો હતો–કારણ ત્હેણે પોતાની ઝીન્દગીમાં આવા કીમતી સિક્કાના આ બીજીજ વાર દર્શન ક્યાં હતાં!

તે એંશી વર્ષનો હતો અને હજુ બીજા વીસ વર્ષ જીવી એક સૈકો પૂરો કરવાની તીવ્ર ઇચ્છા રાખતો હતો.

ત્હેને કપાળે ડાબી બાજૂના લમણાના ખૂણા પર એક રસોળી હતી. જ્યારે કામથી નવરો પડતો ત્યારે તે ત્હેને ડાબા હાથે પંપાળ્યા કરતો! ત્હેને ઘણા વૈદ્યોએ તે બીલકુલ આસાનીથી મફત કાપી આપવા વારંવાર કહ્યું હતું–પણ કોઇનું એણે માન્યું ન હતું–અને ત્હેને વધવાજ દીધી–વધી વધી એટલી તો મ્હોટી થઇ કે જાણે એક ન્હાનું જુવાન જમરૂખ! તે એને માટે ખૂબ ગર્વ લેતો હતો અને કહેતો હતો, "એ તો મ્હારા મ્હોટા ભાગ્યની નિશાની છે! એ મ્હારા શરીરમાંથી બ્હાર નીકળી ત્યારે તો હું એકાર મટી ધન્ધે વળગ્યો!-પાંચમીથી પરવાર્યો–છૂટી લાગ્યો–એ કાજગરીએ તો મ્હારા વંશનો વસ્તાર કીધો છે!–એને કાપું?–ઉંહું–! હું મ્હોટો થઇશ તેમ તેમ એને પણ પંપાળી પંપાળી મ્હોટી કરીશ–હું મરીશ

---

[1] ૧ વરાટકા = ૧ કોડી
૨૦ વરાટકા = ૧ કાકિણી (દમડી)
૪ કાકિણી = ૧ પણ (પૈસો.)
૧૬ પણ = ૧ દ્રમ્મ (પાવલો.)
૧૬ દ્રમ્મ = ૧ નિષ્ક (ચાર રૂપિયા.)

ત્યારેજ એ પણ મુક્તિ પામશે !"

ત્હેણે નિષ્કને એકીટશે જોતાં કહ્યું, "મ્હારી પાસે છૂટા નથી !"

મુસાફિરે કહ્યું, "મ્હારે છૂટા નહીં જોઇએ !"

ત્યારે તો તે વધારે વિસ્મય પામ્યો અને બોલ્યો, "તો આપ કોણ છો તે તો કહો !"

"બ્રાહ્મણ છું !"

"પણ અમારા પાટલીપુત્રના બ્રાહ્મણો તો આવી મરોડદાર મૂછો રાખતા નથી !"

ચન્દ્રગુપ્ત જવાબમાં હસ્યો અને બોલ્યો, "મ્હને બ્રાહ્મણવાડાનો રસ્તો બતાવશો ?"

"હા-હા-આ મ્હારી દુકાનને જમણે હાથે ખાંચો દેખાય ત્યાંથી જવાશે-અને આ સ્હામે ખાંચો દેખાય છે ત્યાંથી પણ જવાય છે-પણ એ બાજૂ બધી વસ્તી સારી નથી !"

"કેમ ? એ બાજૂ કોણ રહે છે ?"

"કલાલવાડો એ તરફ આવ્યો—સુરાભવન પણ ત્યાંજ ! ત્હેની પાછળ ભંગી, ચમારલોકનો શુદ્રવાડો આવ્યો !"

"પછી ?"

"પછી શું ?—પછી ઇશાનખૂણાની ગલીમાં વળી જતાં ગામના ઉતાર-વારાંગનાઓનાં મકાનો આવશે !"

કનિષ્કકતારની પછી તે આવેલા સુન્દર મકાનને આંગળીથી ચીંધી ચન્દ્રગુપ્તે પૂછ્યું, "આ શાનું મકાન છે ?"

હલવાઇએ કહ્યું, "એ નાટ્યમન્દિર છે !"

—અને ચન્દ્રગુપ્ત એ સાંભળતો સાંભળતો પૂરી-હલવાનો છેલ્લો કોળિયો મ્હોઢામાં મૂકવા જતો હતો-એટલામાં હલવાઇની દુકાનની

પાછળની ચન્દ્રચોક તરફ જતી ગલીમાંથી ઓચિન્તુ સણસણાટ કરતું એક તીર આવ્યું-જેણે હેના છેલ્લો કોળિયો ભરી રહેલા હાથનો પંજો વીંધી નાંખ્યો હોત-પણ તે ચમક્યો ને આઘો ખસી ગયો એટલે તીર હેની બાજુમાંથી છરતું પસાર થઈ ગયું !

હલવાઈ સાથેની વાત બન્ધ કરી તરતજ તે દુકાનના જમણા હાથના ખાંચામાં જોતજોતામાં તો અદૃશ્ય થઈ ગયો !

થોડીકવાર થઈ એટલામાં તો ચન્દ્રચોક તરફ દોડતી જતી ગલીમાંથી બે સૈનિકો જેવા જણાતા માણસો બ્હાર હલવાઈની દુકાન આગળ આવી પ્હોંચ્યા અને પૂછપરછ કરવા મંડ્યા.

"પેલો હમણાં અહીં ઉભો હતો તે ક્યાં ઘૂસી ગયો ?"

હલવાઈને એક દમ્મની કીંમતના હલવાના બદલામાં મળેલા એક નિષ્ક અણજાણ્ બની જવા કહ્યું ! હેણે બેપરવાઈથીજ જવાબ આપ્યો, "મ્હને પૂછો છો ?"

"તો કોને ?"

"મ્હને ખબર નથી !"

"બુઢ્ઢા ! જો જૂઠું બોલ્યો છે તો મરીજ ગયો જાણજે !" સૈનિકોએ જોયું કે બુઢ્ઢો નામકક્કરજ જાય છે એટલે હેમણે સૈનિકના રૂવાબથી હેને જરાક ધમકાવવા માંડ્યો !—પણ બુઢ્ઢો કૈં એવા રૂવાબથી ડરી જાય કે બની જાય એવી કાચીબુટ્ટી ન્હોતો ! હેણે પણ કપાલ પરની પોતાની પ્રાણપ્યારી રસોળી પંપાળતાં પંપાળતાં બમણા રૂવાબથી પ્રત્યુત્તર દીધો,

"જાવ,—આઘા જાવ ! ડરી જાય એ બીજા !"

"એટલે ?" સૈનિકનો પિત્તો ખસ્યો !

"એટલે ઉલ્લુ છો !"

"શું કહ્યું ?"

"કહ્યું ને સાંભળ્યું !–ભૂખ લાગી હોય તો બબ્બે પૂરી ને લોચો શીરાનો આપું ?-નકામું માથું શું કામ પકવતા હશો મ્હારા ભાઈ ?–હું તે હલવોપૂરી વેચું કે એવી ખબરો રાખતો રહું ?—અને ખબરો રાખવાનો ગુપ્તચરનો જો હું ધન્ધો કરવા માંડીશ તો–ભલાભાઇ !–ત્હમે પછી શું કરશો ?" એમ બોલી બુઠ્ઠાએ એક એક પૂરી પર થોડોક હલવો મૂકી તે સૈનિકોને ખાવા આપી–અને ત્હેમને બોલતા–ફફડતા બબડતા બન્ધ કરી દીધા !

પોતાની ઝીન્દગીમાં ડોસાએ એવા તો કૈંક તીસમારખાંઓને મીઠ્ઠા હલવાપૂરીના મારથી સીધ્ધાસટ બનાવી દીધા હતા ! જ્યાં હલવાપૂરીનો માર પડ્યો કે મ્હોઢું જ બન્ધ !-આ સૂત્ર અનુભવે ડોસાને શીખવ્યું હતું !

સૈનિકો હલવોપૂરી ખાઇ રહ્યા ને છેલ્લો કોળિયો બોકડાની માફક ચાવતાં ચાવતાં જરાક ગૂંગણું નાકમાંથી એક સૈનિક બોલ્યો, "નોં તારે કાંકાં !–અંમે તં જંઈશું ! તંમે ઝાંરે ખબરજ નંથી આંપતાં ત્યારે—"

"ત્યારે શું મ્હારાભાઇ ?–લ્યો–બીજો થોડો થોડો હલવો આપું ?"

"એ ના–ના !-બહુ થયું ! મીઠાં ઝાડનાં તે મૂળ વઢાય વારૂં ? લ્યો ત્યારે રાંમ રાંમ !–અમારે લાયક કામકાજ બતાવજો !"

જે ઘડીએ ડોસો એક સૈનિકની સાથે વાર્તાલાપમાં ગૂંથાયો હતો તેજ પળે બીજો જરાક ત્રાંસમાં ઉભેલો સૈનિક ડોસાની દુકાન પરની મેડીની બારી તરફ કોઇક વસ્તુ તરફ તાકી તાકીને જોયા કરતો હતો–તે પણ ડોસાની તથા સૈનિકની નઝર ચૂકવીને !

ત્હેણે જરાક આંખ પટપટાવી—

મ્હોઢાનો ચેનચાળો કર્યો—

—અને બારી તરફ જોઇ પોતાની જમણી આંખ જોરથી દાબી !

જેનો હસતે મ્હોંઢે—શરમથી આળસથી અંગ મરડી-જમણા હાથથી ઓઢણીનો છેડો ઉંચો કરી દક્ષિણ સ્તનદર્શન કરાવી-વધારે જોરથી ડાબી આંખ દબાવી-કામીનેજ શોભે તેવો નફ્ફટ વ્યભિચારી જવાબ વાળ્યો !

પણ્ કોણ્જાણે વાત પકડાઇ ગઇ !

ડોસાએ બન્નેને જોઇ લીધાં !

તે દુકાનના ઓટલા પર સ્હેજ નીચો નમ્યો અને કરડી આંખ કરી-બારી તરફ જોઇ ગર્જ્યો,

"શું—! ઘરમાં ટળે છ કે આવીને હાડકાં ખોખરાં કરૂં ?" પછી સૈનિક તરફ જોઇ ગુસ્સાથી ઘુરક્યો, "અને શું મહારાજાઇ ! ત્હમે પણ મ્હારો શીરો ખાઇ મ્હારૂંજ ગરીબનું ઘર ભાંગવા નીકળ્યા છો ?–માથે ધોળાં આવ્યાં તોય શરમ નથી આવતી ?–આવા તે હરામ ચસ્કા ક્યાંથી શીખી લાવ્યા છો" ?

એક સૈનિક બોલ્યો, "તો બેસો કાકા !"

બીજો બોલ્યો કે જેને હરામ ચસ્કો પડ્યો હતો તે—"હજુ તો ત્હમારા કરતાં ન્હાનો છું !"

ડોસો આ જવાબથી ઉકળ્યો, "તો સાલા ! બદમાશ ! ચોટ્ટા ! -આવ, આવ–આમ આવ !–ત્હારી માને ધાવ—!"

બન્ને ત્યાંથી નાઠા અને બ્રાહ્મણવાડાની ગલીમાં ઘૂસ્યા !

સૈનિકો ગલીમાં ઘૂસ્યા અને ત્હેમની પૂંઠ ફરતાંજ ભીંતની આડમાં છૂપાયલો ચન્દ્રગુપ્ત બ્હાર નીકળી પડ્યો અને હલવાઇની દુકાન સ્હામેના સુરાભવનમાં ઘૂસી ગયો !

અરૂણદત્ત ત્હેની પાછળ ત્હેની શોધ માટે માણસો-ગુપ્તચરો

છોડશે તે શંકા ત્હેની સાચી ઠરી !

પ્રભાતમાં રાજગૃહીનો મહારાજ પ્રાણ બચાવવા ખાતર વારાંગના માયાના મકાનમાં આશ્રિત બન્યો હતો !

—અને બપોરે બજારમાં પ્રાણ રક્ષા માટે તે દારૂના પીઠામાં—સુરાભવનમાં ભરાઈ ગયો !-તે ધારત તો બન્નેને કાપી ફેંકી દેત-પણ એમ પગલે ને ડગલે કાપાકાપી કરવી અત્યારે ત્હેને પાલવે એમ ન હતી-કારણ ત્હેને થોડુંક પાટલીપુત્ર જોવું હતું !-એ રંગીલા નગરનો રંગરાગ અનુભવવો હતો !

તે વારૂણીપીઠમાં પેઠો અને પીઠાનો માલિક એની કદાવર, ઉંચી, પડછંદ, હથિયારોથી સજ્જ કાયા જોઈ-મૂછોનો મરોડ જોઈ સ્હેજ ચમક્યો—ખંચાયો પણ ખરો !

# પ્રકરણ ૧૨ મું.



## વારૂણીપીઠમાં.



**વા**રૂણીપીઠના ચમકેલા માલિકને સ્વસ્થ કરવા ત્હેણે ગજવામાંથી એક નિષ્ક કાઢી દુકાનના ગલ્લાની પેટી પર મૂંગે મ્હોઢે મૂકી આગળ ચાલવા માંડ્યું-અને એક છેવટના ખૂણામાં બેઠક લીધી !

બેઠકની સ્હામે ગોઠવેલી પાત્રપીઠ પર તે અદબવાળી-તે પર માથું ટેકવી બેઠો હતો ! તે વિચારતો હતો,

"સુરા, શ્યામા, શતરંજ અને શમશેરની આરાધનામાં-સમાધિમાં શૂરા ક્ષત્રિઓએ માથાં આપ્યાં !-અને શત્રુઓનાં માથાં કાપ્યાં પણ ખરાં !—

કસુંબાએ એમની આંખોમાંથી યુદ્ધનો ધખધખ કરતો અગ્નિ પ્રકટાવ્યો હતો !-જેણે કાપુરુષોનાં કાળજાં સ્વાહા કર્યાં હતાં-સાધુઓની રક્ષા કરાવી હતી-શયતાનોને જીવતા સળગાવી મૂક્યા હતા—ગર્દન પર ધર્મની ધૂંસરી ધારણ કરાવી હતી ?

શયતાન સુરાએ ત્હેમનાં સાન અને ભાન ભૂલાવ્યાં હતાં !-સામ્રાજ્ય-લક્ષ્મીને ડુબાવી હતી-તેમના દેવ જેવાં હૃદયોમાંથી પ્રજાના કલ્યાણની પ્રાણગંગા સૂકવી દીધી હતી-જગદમ્બ જેવી સતિયોના શિયળ લૂંટવાની

દુષ્ટ બુદ્ધિ સૂઝાડી હતી—પણ તેમાં કરવા જત સતિયોના શાપથી તેઓ રાજપાટ વિનાના બની ક્રમેતે રઝળી મૂવા-ભલી બિચારી પ્રજાને પરદેશી સત્તાની ગુલામીની સાંકળ પ્હેરાવતા ગયા !—

—શ્યામાઓએ તો જગતનાટકના પડદા ચિતર્યા છે—એ ના હોત તો કલાઓ કરમાઇ જાત-કવિતા કલાની સાહિત્ય-ગંગા સૂકાઇ જાત-માનવઇતિહાસનાં પાનાં કોરાં લખ્યાં વિનાનાં પડી રહેત-બ્રહ્મા પંચમહાભૂતની મીટ્ટીથી ખરડાયલા હાથ ધોઇ નવરા બેસી બગાસાં ખાત-કાં તો કંટાળી પાછા નારાયણના નાભિકમલમાં પેસી જાત-શ્યામાઓએજ શૂરાઓને તાર્યા છે અને શયતાનોને માર્યા છે !

લોહી તરસી તલ્વાર !—

પરશુરામની ફરશી !—

એણે યુગયુગે યુદ્ધકાલિરૂપે અવતાર લેઇ માનવજીવનનું સર્વસ્વ સ્વાહા કર્યું છે !

એજ તલ્વારની તુમાખી પર ક્ષત્રિયોએ-બળવાનોએ સામ્રાજ્યો સ્થાપ્યાં અને એજ તલ્વારનાં તેજ ને પાણી ઉતરી જતાં ગુમાવ્યાં !

તલ્વારનાં અણિયાં પર ચાંચિયાગીરીથી ઉંચકાયલાં સામ્રાજ્યો ઘડીભરને માટે તેજસ્વી અને વૈભવશાળી લાગ્યાં છે.

બુદ્ધની યાદ આવતાં મૂંઝવણ છૂટે છે-શમશેરશોખી અજાતશત્રુ મ્હને પળે પળે આશા અને ઉત્સાહનું અમૃત પાઇ ઉભો કરે છે—પરન્તુ કરૂણા અને ધર્મની મૂર્તિ અશોક મ્હને પાપપુણ્યની ધમકી આપે છે-છતાં અજાતશત્રુ અને અશોક મ્હારી નઝર સ્હામેથી ઘડી ભરને માટે પણ દૂર જતા નથી !-મ્હને બન્ને ગમે છે !"

એની વારૂણીપાત્રપીઠની પાસે પીઠાંનો એક અનુચર આજ્ઞા ઉઠાવવા તત્પર જણાતો હતો-વિચારમાળા તૂટતાં ઓચિન્તી ત્હેની તરફ ચન્દ્રગુપ્તની નઝર ગઇ—એટલે ત્હેણે પૂછ્યું, "નાગરિક ! શું લાવું?"

નિદ્રામાંથી ઝબકી ઉઠતો હોય તેમ ચન્દ્રગુપ્તે અનુચરને કહ્યું, "કેમ ઉભો છે?—કોનું કામ છે?"

હેની સ્થિરતામાં કે હેણે ઉભા રહેવાની ઢબમાં કૈંજ ફેરફાર ન પડ્યો—પણ ફક્ત હેને બે હાથ જોડ્યા અને ફરી પૂછ્યું, "નાગરિક ! શું લાવું ?"

હેની દશા અન્યમનસ્ક હતી એટલે હેણે અનુચરનું—પીઠાના નોકરનું વાક્ય સાંભળ્યું કે નહીં તે તો કોણ જાણે પણ તે જરાક વધારે ટટાર અને જાગૃત થયો અને કમરપટા પર હાથ નાંખી-તલ્વાર મ્યાન બ્હાર ખેંચતાં ખેંચતાં બોલ્યો, "લે, લે આને ધાર કરાવી આવ !" ફરી હેણે અંગરખાનાં ગજવામાં હાથ નાંખ્યો અને એક નિષ્ક કાઢી આપતાં બોલ્યો, "લે, આ નિષ્ક પાસે રાખ !—'

તલ્વાર વારૂણીપાત્રપીઠ પર પડેલી જોતાંજ અનુચર સ્હેજ બે ડગલાં—"નાગ—રિક—રિક !" કરતો પાછળ હઠ્યો—

અને અણજાણતાં પાછળ બેઠેલા ગ્રાહકને અથડાઇ પડ્યો—ગ્રાહકના હાથમાંનું વારૂણીપાત્ર પડી ગયું અને તે પણ સ્હેજમાંજ પડતાં બચી ગયો—એટલે ખિજવાટથી ઉભા થઇ જઇ હેણે અનુચરને એક સામટી બેચાર પાંચ ધોલો પ્હેરાવી દીધી !

હેની સાથેજ બેઠેલો ગ્રાહક પણ ચડભડી ઉઠ્યો, "સાલા ! ગધેડા ! આંધળો છે ? જોતો નથી ?"

ધોલો ચ્હોડી દેનાર વ્યકિત સ્હામે અનુચર જરાક મિજાજભરી આંખે તાકી રહ્યો હતો. જે વ્યકિત તરફ તે તાકી રહ્યો હતો હેનો શરીરનો રંગ કાજળ જેવો કાળો હતો અને મ્હોઢાં પર શીળીનાં ચાઠાં હતાં !

એક અદના નોકરનું પોતાની સ્હામે તાકવું હેનાથી ન સહન થયું—એટલે હેણે ઉભા થઈ એક બીજી ધોલ ચ્હોડી દીધી—અને

સંગીતના આરોહ-અવરોહની માફક ચ્હડતા ઉતરતા અવાજે ગુસ્સાથી બોલ્યો, "ગધેડા ! ઓળખતો નથી ત્હારા નાગરિકને ?-પાટલીપુત્રના કવિ પરમેશ્વરનું નામ કોણ નથી જાણતું ? માણસ મ્હને નમે છે કીડી-મંકોડી મ્હારા પગ નીચે ચગદાઇ મરવામાં માન સ્હમજે છે !-ભૂપતિ મ્હને મહદ્‌માનથી વન્દન કરે છે-ભંગી મ્હારી ઝુકી ઝુકી ખુશામદ કરે છે ! આંધળા ! મ્હારી નઝર સ્હામેથી આઘો જા !"

દયા ખાવા જેવો નોકર ! ધુંધવાયો હતો. એ-પણ કરે શું ?—જો પેટ ત્હેને પજવતું ન હોત તો તે બાંયો ચઢાવી બનાવી આપત કે બળ કોનામાં છે ?

છતાં જતાં જતાં, "ત્હારી માનો પરમેશ્વર કવિ—!" એટલું તે મનમાં બબડયો–તે વખતે ત્હેના ફુલેલા હોઠ પર એક ગુણપાટ ભરાય એટલો ગુસ્સો જણાતો હતો !

બીજો નોકર નવાં વારૂણીપાત્રો મૂકી ગયો અને પોતાની અધૂરી વાત ત્હેમણે આગળ ચલાવી.

"પરમેશ્વર ! કવિરાજ !"

"હં-બોલો પછી ત્હમે પેલું શું પૂછતા હતા હમણાં ?-ત્હમારો પ્રશ્નજ આ ધાંધલમાં ખોવાઇ ગયો !" તે ન્હાને ન્હાને ઘૂંટડે સીસકારા સહિત થોડા થોડા વારૂણી પીતો હતો અને ઘડી ઘડી પોતાની પાછળ ડાબી બાજૂએ બેઠેલા ચન્દ્રગુપ્ત તરફ તિરછી નઝરે જોયા કરતો હતો.

"હું એમ પૂછું છું કે-કવિરાજ ! ત્હમને મ્હારામાં એકકે રાજા થવાનું લક્ષણ દૃષ્ટિગોચર થાય છે કે નહીં ?"

કાજળ જેવા રંગે કાળા—અને બધાંય શ્વેત વસ્ત્રો જેણે ધારણ કર્યાં છે એવા પાટલીપુત્રના પ્રખ્યાત પરમેશ્વર કવિયે જવાબમાં કેવલ મન્દ મન્દ સ્મિતજ કર્યું ! કાળા-મેલા ગુલાબી રંગની છાંટ-

વાળા હસતા હોઠની વચમાં જણાતી ત્હેની સફેદ દુધ જેવા સરખા દાંતોની પંક્તિથી અલબત તે ભાગ્યશાળી જણાતો હતો-પણ સાથે સાથે કાળા ડોળાવાળી બીલકુલ સફેદ આંખો અને હસવાથી જણાતા સફેદ દાંતોથી અને કાળામેંશ શીળીનાં ચાઠાંવાળાં મ્હોઢાથી તે ભૂત જેવા જણાતો હતો !-રાતે જો અન્ધારે સ્હામો મળ્યો હોય અને હસતો હોય તો બીક લાગે !

સ્હામી વ્યક્તિયે ફરી પૂછ્યું, "કવિરાજ ! હસો છો કાં ?-પ્રશ્નનો જવાબ આપો ના ?"

"ઉભા રહો-જવાબ આપું !" કહી ત્હેણે વડીમરને માટે હાથમાંનું વારૂણીપાત્ર વારૂણીપાત્રપીઠ પર મૂક્યું અને બોલ્યો, "રાજા તો નહીં પણ કાલિદત્તજી !—મ્હને ત્હમારામાં પ્રધાન થવાનાં લક્ષણો ચોકખાં દેખાય છે !"

"શું દેખાય છે ?" પ્રધાનપુત્રે આતુરતાથી પૂછ્યું.

"શું-શું વળી ? એક તો ત્હમારી વાંદરા જેવી ગતિ મ્હને કહે છે કે ત્હમે પ્રધાન થવાને લાયક છો !"

"એમ ?"

"હા-હા !-અને સિંહ સરખી જંઘા હોય અને ઉત્તાલ ગતિ હોય-કાં તો મત્સ્ય જેવી ગતિ હોય તેજ રાજા તો થાય !"

"ત્યારે મત્સ્યગતિ ઉત્તમ ?"

"ઉંહું !-એમ નહીં-ટૂંકમાં હાથી જેવી, વૃષભ જેવી ગતિવાળા માણસો ભાગ્યશાળી હોય છે—અને હરણ, અશ્વ, ઉંટ, બકરો, સસલું કાગડો, ઘુવડ, કૂતરૂં, ભેંસ, ગધેડું કે સુવ્વર જેવી જેમની ચાલવાની ગતિ હોય ત્હેમને અત્યન્ત દુઃખી-દરિદ્ર જાણવા !"

"ઓ હો-હો ! એકલી ગતિ ઉપર આટલું બધું વિવેચન ?"

"અરે, કાલિદત્ત ! ગતિ-ગતિ શું કરો છો ?—કુકડા જેવું ચાલે

હેને માથે કલંક ર્‌હે-અને સુબ્બર જેવું ચાલે તે સુબ્બર જેવો કુકર્મી હોય-એને કોઈ સાથે પ્યારજ ન હોય!"

"-અને ત્યારે—!—"

"—અને ત્યારે શું?-પૂછવું હોય તે બેલાશક પૂછી લ્યો!— અત્યારે મ્હારા હૃદયહિમાલયમાં જ્ઞાનગંગા પ્રકટી ઉઠી છે!"

"ત્યારે ગતિ સિવાય રાજાના બીજાં શું લક્ષણ—?"

"અરે, ગતિ તો એ ચાલે ત્યારે જણાય બાકી તો આટલી નઝર નાંખી લેવી કે એનામાં પાંચ વસ્તુ લાંબી અને પાંચ વસ્તુ--"

"કેમ અટકયા?-પાંચ વસ્તુ શું?"

"બે નેત્ર, બે હાથ અને નાસિકા લાંબા હોય તે રાજા!" એમ બોલી હેણે ચૂપકીથી પાછળ બેઠેલા ચન્દ્રગુપ્તને નેનસેનથી બતાવ્યો અને હેની ઉત્તમ આકૃતિનું નિરીક્ષણ કરવાનું સૂચન કર્યું.

કાલિદત્તે ધ્યાનપૂર્વક ચોરનઝરથી નિરીક્ષણ કરતાં કહ્યું, "પરમેશ્વર!—બરાબ્બર દીર્ઘ લોચનો, દીર્ઘ બાહુ અને દીર્ઘ નાસિકા-હા આ-વાત સોના જેવી!"

બન્નેનાં વારૂણીપાત્રો અનામતે અને છલાછલ પડયાં હતાં!

"—અને જોયું એનું મસ્તક, લલાટ ને હૃદય કેવું વિશાળ છે? ખાંધ અને છાતી આગળ પડતાં છે!—કાલિદત્ત! એ માણસ કોણ હશે? તલ્વારની ધાર સાથે તો રમત કરી રહ્યો છે! એની કાયા કેટલી પડછન્દ છે!"

તલ્વારની ધાર જોડે રમત કરતા અને કંઇક ઉંડા વિચારમાં ગરક થઇ ગયેલા ચન્દ્રગુપ્તે એક ખૂંખારો ખાધો—અને કવિરાજ બોલ્યો,

"જોયું એના નાદનું ગામ્ભીર્ય?"

બપોર ર્‌હહતો હતો!

પાટલીપુત્રના આ કનિષ્કકતારના વારૂણીપીઠમાં સ્હવારથી તે અપોરે જમવાનો સમય થતાં સુધી—આવા બુદ્ધિમાનોનો અખાડો જામતો હતો.

આખા બ્રાહ્મણવાડામાં—એટલે કે પંડિતપુરીમાં કવિરાજ પરમેશ્વરનું કોઈ નામ ન લે!—અને એરાં તો એનાં કાળા મ્હોઢાં તરફ નીચી ડોકીએ, તિરછી નઝરે, મ્હોઢું જ મચકોડી, લૂગડાંનો છેડો સંકોરી પસાર થઈ જતાં!

પાટલીપુત્રમાં ચાર પીઠ!

—ઈશાનખૂણામાં વારૂણીપીઠ!

—અગ્નિખૂણામાં વિદ્યાપીઠ!

—નૈઋત્યકોણમાં રાજપીઠ!

—અને વાયવ્યે ધર્મપીઠ!

પાટલીપુત્રમાં પદાર્પણ કરી આપણા રાજગૃહીના મહારાજે એક રાત અને અડધા દિવસમાં રાજપીઠ અને વારૂણીપીઠની ખબર તો લેઈ નાંખી!

—અને કનિષ્કકતારની પ્રખ્યાત વારૂણીપીઠના એ પુરાણા ગ્રાહકો પ્રધાનપુત્ર કાલિદત્ત અને કવિરાજ પરમેશ્વરે વાતમાં ને વાતમાં પડી રહેલાં વારૂણીપાત્રો પી ખાલી કરી દીધાં!

ખાલી વારૂણીપાત્ર પાત્રપીઠ પર મૂકતાં મૂકતાં કાલિદત્ત બોલ્યો, "પરમેશ્વર! આજે પિતાજી ખૂબ ઉકળેલા માલૂમ પડે છે!"

"પણ એવું તે શું બન્યું છે?"

"એ શકરાજને મ્હેલે જતાં જતાં દર્પણમાં જોઈ મૂછો પર [illegible]! અને પેલી-આ પલી માયાને માટે પણ બબડતા હતા કે રાત

સુધીમાં એને સળગાવી ન દઉં તો મ્હારે પાણી ન પીવું !"

"પાણી ન પીવાની કડક પ્રતિજ્ઞા ?–પણ એ શું બન્યું છે ?"

"મ્હને આખી વાત ખબર નથી—પણ સ્હવારે ચન્દ્રચોકમાં કોઇકે સિંહનું માથું ભાલા પર રોપ્યું હતું !-મ્હને પૂરેપૂરી વાત કે વાતના ભેદની ખબર નથી-પણ પિતાજીની આજની હીલચાલ રહસ્યમય લાગે છે !-મરવા મારવાના સોદા જેવી કૈંક વાતો બની છે !"

"ચાલો, જે થશે તે સાંઝે ના ?–સાંઝે નાટક જોવાનું મળશે !"

"નાટક શું ?"

"કેમ, ત્યારે બીજું શું ? આમ માયાનું મકાન સળગતું હોય–લોકો હોહા કરતા હોય !–આગનો લાભ લેઇ લોકોના વારાંગનાઓએ લૂંટેલા માલની બદમાશોની લુંટાલુંટ ! આ બધો નાટક નહીં તો શું ?"

"જો-જો-જો પેલો ઉઠ્યો !"

ચન્દ્રગુપ્તે એકાએક ઉભા થઇ જઇ ખડીંગ કરતીકે મ્યાનમાં તલ્વાર નાંખી–જેના અવાજ માત્રથી વારૂણીપીઠના સ્હવારના સભ્યો જરાક કમરમાંથી ઉંચકાયા–બીધા !

—અને એ વારૂણીપીઠને પાછલે દ્વારેથી ચાલતો થયો.

અને કાલિદત્ત બોલ્યો,

"કવિરાજ ! ત્હમારો રાજલક્ષણવાળો રાજવી શૂદ્રવાડામાં–ભંગિયોની પાસે જાય છે !"

તે હસી પડયો !

# પ્રકરણ ૧૩ મું.

## વિશ્વગુપ્તના ઘર આગળ

**બ**પોરે જ્યારે ચન્દ્રગુપ્ત ગુપ્તચરોના નિપુણ પંજામાંથી છટકી જઈ આશ્રય પૂરતોજ વારૂણીપીઠમાં ભરાઈ ગયો ત્યારે પાટલીપુત્રના રાજવાડામાં આવેલા શકરાજના મહાલયની ઉત્તરે—

ઉપમન્ત્રી વિશ્વગુપ્તના મકાનમાં શકરાજનો શાળો હિમગિરિ ગાદીતકિયા પર બેઠો બેઠો પાનપટ્ટી જમાવતો હતો.

—અને વિશ્વગુપ્તના મકાનના ઓટલાના એક ખૂણામાં રાજવાડાના રહીશોનાં બાલકો-વિયાયલી એક રાની કૂતરીનાં ગલૂડિયાં સાથે રમત કરી રહ્યાં હતાં!

આજૂબાજૂની ન્હાની ન્હાની શેરિયોમાંથી કોઇક સ્ત્રીપુરૂષો ક્વચિત છેને આવજા કરે-તે સિવાયનું આડોશપાડોશનાં મકાનોમાં વાતાવરણ શાન્ત લાગતું હતું.

ઠંડીને લીધે બપોર છતાં પણ બારી-બારણાં ઘડીક આડાં કરી લોકો જંપી ગયેલાં જણાતાં હતાં.

બાલકોને પણ ઠંડી તો લાગતી હતી પણ રમતમાં તલ્લીન બાલકોને એ પીઢ વયના માણસોની માફક સતાવી શકતી ન્હોતી!

એક બાલક કબૂતરખાનાના થાંભલાની નીચે બેસી-એક લાલ ગલૂડિયાંને ખોળામાં બેસાડી કાન ખેંચતું હતું. ગલૂડિયું ચીસો પાડતું તેમ તેમ એ બાલકને કાન વધારે ખેંચવાનો ઉત્સાહ અને ઉમળકો આવતાં-અને ગલુડિયું જેમ જેમ એના ત્રાસમાંથી છૂટવાનો પ્રબળ પ્રયાસ કરતું તેમ તેમ એ એને પોતાની જાંઘની વચમાં વધારે જોરથી દાબી રાખતું અને પજવતું!

બીજું બાલક વિશ્વગુપ્તનાં મકાનના ઓટલે ચ્હઢ-ઉતર કરતું હતું. તે એક કાળા બચ્ચાંને-ગલૂડિયાંને ઓટલા પર ચ્હઢાવી ત્યાંથી ધક્કો મારી નીચે હડસેલતું હતું નીચે ધીબ દઇને પડતાંજ ગલૂડિયું તો "યૈં-યૈં યૈં" સ્વરે ચીસો પાડી મૂકતું પણ પેલું જીદ્દીલું બાલક ફરીથી એને ન્હાસતું પકડી લાવી એનો એજ પ્રયોગ ફરી ફરી એને સતાવતું હતું!

ત્રીજું બાલક પોતાના પગે ગેલ કરવાને આવતા ગલૂડિયાંઓને ત્હેમની પૂંછડીઓ ખેંચી દુઃખ દેતું હતું!

ચોથું બાલક આમતેમ દોડાદોડ કરતાં ગલૂડિયાંઓની બીલ્કુલ પાસે જઇ-ત્હેના મ્હોઢામાં મ્હોઢું ઘાલી ત્હેમની આંખોમાં આંગળિયો ખોસવાનો નિર્દય નાટક ખેલી રહ્યું હતું!

પાંચમું બાલક એક ઓટલાના ખૂણામાં ટાંટિયા લંબાવી રાજાની માફક બેઠું હતું-ચારે બાજૂના ત્રાસમાંથી છટકી ગયેલાં કોઇક ગલૂડિયાં ત્હેની પાસે દોડતાં દોડતાં આવતાં હતાં-અને ત્હેમાંયે એ બાલકની પાસે પ્હેલા ને ન્હેલા પ્હોંચી જવાની શરત કરતા હોય તેમ દોડધામ કરી મૂકતાં હતાં—

બધાં ગલુડિયાં એના ખોળારૂપી સિંહાસન ઉપર સ્થાન મેળવવાને પડાપડી કરતાં હતાં-પણ એ બાલરાજા બધાંને હસતો હસતો પંપાળતો-અને પોતાના શરીરના જુદાં જુદાં સ્થાનો પર બેસાડતો-ઉતારતો હતો!

બીજાં બાલકોને જોતાં ગલુડિયાં ઝટઝટ દોડાદોડ કરી-રક્ષણ માટે માની સોડમાં ભરાઇ જતાં—

—પણ જ્યારે આ બાલરાજાને આઘેથી આવતો જોતાં ત્યારે તો ઉલ્ટું ધાવવાનું પણ છોડી દેતાં અને ત્હેની તરફ દોડતાં દોડતાં આવી-ત્હેના શરીર ચોમેર કૂદાકૂદ કરી મૂકતાં !

બાલક વ્યકિતસ્વાતન્ત્ર્યનું પાકું પૂજારી છે !-તે કોઇપણ સંજોગોમાં પોતાપણાં ઉપર-વ્યકિતસ્વાતન્ત્ર્ય ઉપર ઘા સહન કરી શકતું નથી !

એ જગતના દંભને સ્હમજી શકતું નથી-નિર્દોષ છે-શુદ્ધ છે અને તેથીજ જગતની એ ધારે છે ત્યારે ઉપેક્ષા અવગણના રૂદનથી કે હાસ્યથી કરી શકે છે !

પાટલીપુત્રના રાજવાડામાં ગલુડિયાં સાથે ખેલતાં બાલકો પાટલીપુત્રના ભાવિ નાગરિકો છે—

અને વર્તમાન પાટલીપુત્રના નાગરિકોનાં તો મ્હોડાં ઉપરથીય માંખ નથી ઉડતી !

શક-સત્તાની શેહમાં દબાયલો નાગરિક વ્યકિતસ્વાતન્ત્ર્ય ભૂલી ગયો હતો !-આખી પ્રજાનું ખમીર ખેરવાઇ ગયું હતું-દબાતા ચંપાતા ચાલવાની દરેકને ભૂરી આદત પડી ગઈ હતી !

એક ગલીમાં બે વ્યકિતયો ઉભી ઉભી વાતચીત કરતી હતી,

"ત્હેં સાંભળ્યું ?"

"શું ?" બીજાએ પૂછ્યું.

"શું!" જવાબ આપતાં પ્હેલાં ત્રણ ત્રણવાર તો એણે સાવચેતી અને પોતાની સહીસલામતીની ચારેબાજૂ નજર ફેરવી-પછી બોલ્યો,

"આજે રાતે—"

"ક્હેને-અટકે છે કેમ ?"

"ઉભો રહે !" હેણે નાક પર આંગળી મૂકી કહ્યું, "કોઈ આવે છે !"

એટલામાંજ ગલીમાંના ડાબી બાજુના ન્હાના ખાંચામાંથી એક સખ્સ બ્હાર પડ્યો–અને ત્હેમની બાજુમાં થઈ પસાર થઇ ગયો !

ફરી પેલાએ વાત શરૂ કરી.

"આજે રાતે ઘાણ વળવાનો છે !"

"શું કહે છે, બચ્ચા ?"

"ત્યારે સાંભળે છ શું ?—રાજગૃહીનો મહારાજ પાટલીપુત્રમાં—" બોલનાર ઓચિન્તો ખંચાઇ ગયો. સ્હામાએ પૂછ્યેજ રાખ્યું, "રાજગૃહીના મહારાજનું શું–કહેને ?–ત્હને બહુ બ્હીક લાગે છે !– કોઇ બાપોયે નથી ! શું રાજગૃહીનું શું પછી—"

"હવે છાનો મર–કોઇ આવે છે"

—અને ખરેખર એક બીજી વ્યક્તિયે ગલીમાં પ્રવેશ કર્યો.

—જે ત્હેમની તરફ જતાં જતાં પણ વારંવાર પૂંઠ ફેરવી જોતી હતી–છૂપી વાત કરવાના તલસાટમાં બાઘાંબાઘાં જણાતાં ત્હેમના ગભરાટવાળા મ્હોઢાં તરફ !–અને તે પણ પસાર થઈ ગયો.

ફરી બન્ને રાહદારીઓએ વાત શરૂ કરી.

છૂપી વાતના ખબરદારે વાતના કપાઈ ગયેલા છેડા ગાંઠી વાત આગળ ચલાવી.

"રાજગૃહીના મહારાજ આવ્યા છે–અને તે પણ કાલે રાતના– આજ સ્હવારે પેલા પતંજલિચોક આગળના દ્વાર આગળ દ્વારપાળનું મુડદું પડેલું હતું—"

"હા—" માથું ખંજવાળતાં ખંજવાળતાં વાત સાંભળનારે શંકા કરી, "—પણ એને બચારા ગરિબને કોણે મારી નાંખ્યો હશે ?"

"રાજગૃહીના મહારાજે—"

"હા—!–રાજગૃહીના મહારાજ આવા દ્વારપાળો સાથે પટાબાજી ખેલે છે ?"

"અરે, મૂરખા ! —પટાબાજી કેવી ?–મોડી રાત્રે આવ્યા ને ન પેસવા દીધા એટલે મારીને મહારાજે રસ્તો કર્યો !"

"—પણ દ્વારપાળને—"

"મૂરખોજ રહ્યો !–વાતનું મૂળ સમજતો નથી ને—"

"હા-હા–ચાલ, ભાઈ ! દ્વારપાળને !–પછી શું ? મહારાજ પાટલી-પુત્રને સર કરવા આવ્યા છે ?"

"ઉલ્લુ છે ઉલ્લુ !" વાત કહેનાર વાત સાંભળનારની અધીરાઇ પર ઉછળી પડ્યો, "બુડથલ !–વાતજ મૂળે જાણતો નથી ત્યારે વચમાં વચમાં હાલાણ શા મેંલ કરી મરે છે ?"

"ચાલ, ભાઇ ! લે, હવે નહીં બોલિયે-મૂંગા મૂંગા સાંભળીશું !— પછી શું ?"

"એ એક મ્હોટું કામ કરવાને આવ્યા હતા."

સાંભળનાર ઉલ્લુ, મૂરખ ને બુડથલની ગાળો ખાઇ એવો તો ધરાઇ ગયો હતો કે ત્હેણે ફક્ત "ઉ"–કારોજ ભણ્યો.

"એમના બાપને છોડાવવા એ આવ્યા છે–કોઇ કહે છે છોડાવ્યા–કોઇ કહે છે શકરાજે એમને પણ કેદમાં નાંખ્યા છે–ખરી વાત ભગવાન જાણે !"

"—અને પેલું સિંહનું ડોકું જોયું ?"

"કયું ?–ચન્દ્રચોકમાં ભાલા પર રોપ્યું હતું તેજ તે ?–હા-તે તો આપણા મહારાજે કાલે સિંહનો શિકાર કર્યો હતો તે આજે પોતાની બહાદૂરી પ્રજાને દેખાડવાને માટેજ ભાલા ઉપર રોપવામાં આવ્યું છે!"

"એમ વાત છે ?—"

"હા--અને પેલી વાત જાણે છે ?"

"કયી ?"

"પંડિતપુરીના બ્રાહ્મણોએ ક્ષત્રિયોની સ્હાયથી આજે વૈષ્ણવયાગ શરૂ કર્યો છે."

"ક્યાં પણ ?"

"વેદશાળા આગળના પતંજલિચોકમાં-પંડિતપુરીની બ્હાર."

"પણ યજ્ઞ કરવાનો તો મહારાજનો મનાઇ હૂકમ છે !"

"બ્રાહ્મણો તો કહે છે અમે તો અમારૂં નિત્યકર્મ કરવાના અને એની આડે જે આવશે ત્હેનું માથું લેવાના કે પછી માથું આપવાના !-અમને રોકનાર એ શૂદ્ર કોણ ?"

"શકરાજને શૂદ્ર કહે છે ?"

બીજાએ પાસે મ્હોડું લેઇ જઇ કાનમાં કહ્યું, "કહે છે શું-પણ છેજ !-શેખરાજના શકરાજ થઇ બેઠા-એ તે કયા ક્ષત્રિયવંશીના નબીરા છે વળી !-સિથિયન એના દાદા !-હાં, વારૂ બીજી વાત જાણે છે ?"

"શું ?"

"પરમેશ્વર કવિને જોયો છે ?"

"જોયો જોયો હવે પેલો કૂબડો !"

"પણ કૂબડાનું બૈરૂં જોયું છે ?"

"પેલા દૂધીમહારાજની દીકરીની વાત કરે છે ?"

"હા-હા-અઞ્ઓધિની-પરમેશ્વરની બૈરી—"

"જાણે ઇન્દ્રના ઘરની અપ્સરા-!-એક વખત જૂએ તે લટ્ટૂ !"

"પણ ત્હેનું ત્હારે શું ?-સાલા !-કોઇ ત્હારો બાપો સાંભળી

જશે તો ઉંધી ઘાણીએ પીલી નાંખશે એવી વાતજ જવા દે !"

"પણ સાંભળવા જેવી છે !"

"અંહ-મ્હારે નથી સાંભળવો !"

"પણ ટૂંકી છે-પ્રધાનજીનો દીકરો અમ્બોધિની પર આશક—"

"ત્હને ઉલ્લુને જ્યાં ત્યાં આશુક-માશુકનાં જોડાંજ જણ્યા—"

બન્ને વાતમાં એવા તો તલ્લીન બની ગયા હતા કે સ્થળ, સમય અને સંજોગને પણ વિસરી ગયા હતા !

એક ન્હાનકડા બનાવે સરસ જામેલી વાતમાં રસભંગ કર્યો.

તે બન્ને જે સ્થળે ઉભા ઉભા વાતચીત કરતા હતા-ત્હેની બરાબર ઉપર વિશ્વગુપ્તના મકાનના બારિયે કબૂતરોને પાણી પીવાને એક કુંડું બાંધેલું હતું

એક કબૂતર તે ઉપર ઉડતું ઉડતું આવીને બેઠું-કુંડું પાણીથી છલાછલ ભરેલું હતું-તે ઝૂલ્યું અને ત્હેમાંથી બેપાંચ ચાંગળા પાણી પણ છલકાયું-જે નીચે ઉભા ઉભા વાત કરતા બન્ને રાહદારીઓ ઉપર પડ્યું-ત્હેમાંના એકે ઉંચું જોયું-જોવાને કે કોણે પાણી રેડ્યું.

તે વલ્લું મ્હોડું કરીને ઉંચું જોઇ રહ્યો હતો—

—તેજ પળે-તેજ ઉપરની બારીએથી કોઇકે ચાવેલા પાનનો કૂચો રસ્તા પર નાંખ્યો—

—જે રસ્તા પર પડવાને બદલે બરોબર-પેલા ઉંચું જોઇ રહેલા રાહદારીના સ્હેજ પ્હોળા કરેલા મ્હોઢાની ગોખલીમાંજ પડ્યો !

—અને પેલો "થુ-થુ—" કરતો બરાડ્યો, "અરે, કોણ છે ઘરમાં ?"

બારીમાંથી એકજણે બ્હાર ડોકિયું પણ કર્યું અને સ્હેજ કરડાકીથી પૂછ્યું, "શું છે ?"

"જરા જૂઓ તો ખરા મ્હારા ભાઇ !—"

"તે અહીં કેમ ઉભા છો ?"

"આ જરા વાત કરતા'તા !"

બીજાએ થોડીવારે બારીમાંથી બોલનારને ઓળખ્યો એટલે તર્હેણ બીજાનો જરાક હાથ દબાવ્યો,

"છાનો મર—"

"અંહ !—" ઝાલેલો હાથ તરછોડી છોડાવી લીધો.

"અરે, ઉલ્લુ !" કાનમાં પાસે જઇ કહ્યું, "નથી ઓળખતો મહારાજના સાલાને ?"

"કોણ ?—હિમગિરિ ?"

"હા—હા—"

એટલામાં તો પાછળથી કોઇ લઠ્ઠરામે આવી બન્નેને બોચીમાંથી પકડી ગલીની બ્હાર હડસેલી મૂકયા.

એકનું તો પગના અંગૂઠામાં જરા ધોતિયું ભરાયું તે એક ગોદિમડું પણ ખાઇ ગયો.

બીજો મુઠ્ઠીવાળી નાઠો.



# પ્રકરણ ૧૪ મું.



## વિશ્વગુપ્તના ઘરમાં.



જેમ જેમ એક પુરુષ સ્ત્રીના પ્રેમમાં ચકચૂર બની મરી ફીટે છે—પોતાનું સર્વસ્વ સમર્પણ કરી ભાનભૂલો બને છે તેમ તેમ સ્ત્રી ત્હેને વધુ ને વધુ પાગલ બનાવી આંધળો કરી મૂકે છે!—

—અને જેમ જેમ એક સ્ત્રી પુરુષના પ્રેમમાં પાગલ બને છે—ગાંડીઘેલી થઇ જાય છે તેમ તેમ પાષાણહૃદયી પુરુષ ત્હેનો નિષ્ઠુરતાથી ઉપહાસ કરે છે—ત્હેના તરફ વધુ બેદરકાર બને છે!—અને તેમ કરવામાં તે આનન્દ માને છે—કેટલેક અંશે મ્હોટાઇ સ્હમજે છે!

જે બારીએથી રાહદારીઓના ઉપર પાનનો ડૂચો પડયો તે બારી વિશ્વગુપ્તના મકાનની હતી.

—અને પાન થુંકનાર શકરાજનો સાળો હિમગિરિ હતો.

તે વિશ્વગુપ્તને મળવા આવ્યો હતો—પણ વિશ્વગુપ્ત ઘરમાં ન્હોતો—છતાં તે ત્હેની રાહ જોતો બેઠો હતો—કારણ તે વિશ્વગુપ્તનો દિલોજાન દોસ્ત હોવાનો દાવો કરતો હતો!

—પાટલીપુત્ર આખું કહેતું કે ભાઇ, બન્નેની એક ગાંઠ છે!—બન્ને મિત્રો છે!

બારીએ પાન થુંકી હિમગિરિ ઓરડામાં પાછો ફર્યો અને ઝૂલાખાટ ઉપર બેઠો. ઝુલાખાટની બરોબર સ્હામેની દીવાલ આખી અરિસાના કાચથી મઢી લીધેલી હતી–એટલે ઝુલાખાટ ઉપર બારણાંથી પૂંઠ કરીને બેઠેલો માણસ પણ બારણામાંથી કોણ ઓરડામાં આવ્યું તે સહજે સ્હમજી શકતો.

ઝુલાખાટની જમણી બાજૂ પર બીજા ઓરડામાં જવાનું દ્વાર હતું. એ બારણું અત્યારે અન્દરથી વાસેલું હતું. અન્દર કોઇક પાણીની ઢોળમઢોળ કરતું હોય જાણે–એવો અવાજ સંભળાતો હતો.

હિમગિરિએ આવતાંની સાથે બૂમ પાડી ત્યારે પણ કોઇએ જવાબ આપ્યો ન્હોતો !–ઘરના નોકર–ચાકરો પણ આજે તો ઘરમાં જણાતા ન્હોતા !—

ત્હેણે એક કલ્પના કરી કે વિશ્વગુપ્ત નોકરચાકરને લેઇને ભગવતીની જરૂર શોધ કરવા નીકળી પડ્યો હશે.

પાણીના લોટા પર લોટા ઢોળાતા સાંભળી તે ઉભો થયો–અને જરા પણ અવાજ ન થાય તેમ ધીમે પગલે ઝુલાખાટની જમણી બાજૂએ આવેલા બારણા તરફ પગલાં માંડવા મંડ્યો.

બારણાં પાસે આવ્યો અને આસ્તેથી–ઘુંટણોનાં કે નળાનાં હાડકાંના કડાકા કે નસોનો ઝીણો કચકચાટ ન થાય તેમ કમરમાંથી સાવચેતીથી ખૂબ સાચવીને નીચો વળ્યો–ઘુંટણ પર બે હથેલીઓ ટેકવી અને બારણાંની ફાટ આગળ એક આંખ લેઈ જઈ કૈંક જોવા લાગ્યો—પણ તે જોતો હતો તે ડાબીબાજૂની બારણાંની ફાટ કચરાકસ્તરથી પૂરાઇ ગઈ હતી એટલે ત્હેણે જમણીબાજુના બારણાંની ફાટમાં નઝર ઘાલી !

ત્હેણે જેવું ધાર્યું હતું તેવુંજ કૈંક ત્હેને જોવાનું મળ્યું હતું–ત્હેનું મન અને આંખો તે દેખાવ વધારે રસથી જોવાને અધીરાં

અધીરાં થઇ રહ્યાં હતાં—પણ ત્હેને કૈંક યાદ આવ્યું એટલે તે ઘુંટણ પરના ટેકવેલા હાથ ઉઠાવી લેઇ ઝટ ટટાર થઇ ગયો.

તે દીવાનખાનામાં પેસવાના બારણાં તરફ ગયો. બારણાંની બ્હાર ડોકિયાં કરી જોઇ લીધું અને ખાત્રી પણ કરી લીધી કે કોઈ નથી અને હમણાં તરત કોઇ આવી ચ્હડે એમ પણ નથી લાગતું—એટલે ધીમે રહીને ત્હેણે દીવાનખાનામાં આવવાનું દ્વાર વાસ્યું અને પાછો પેલા ગુસલખાના પાસેના બારણાં આગળ પ્હેલાંની માફકજ ઘુંટણ પર હાથ ટેકવી ઉભો અને બારણાંની ફાટમાંથી એક અતિશય રસભરેલો દેખાવ જોવામાં તે તલ્લીન બની ગયો !—

ત્હેની ફાટમાં જોઇ રહેલી એક આંખ હસી બીજી આંખ ત્હેણે બન્ધ રાખી હતી કારણ તે વિના બારણાંની ફાટમાંથી જોવા બરાબર ફાવે પણ નહીંજ !—સહેજ ત્હેના ઓઠ ફફડ્યા અને તે મનમાં ને મનમાંજ બબડ્યો, "એના પગની પ્હાની સિવાય અત્યારસુધી હું કૈંજ જોવા પામ્યો ન્હોતો !—પાણીનો અવાજ કાને પડ્યો ત્યારથીજ મ્હેં તો ધારી લીધું'તુ કે કોઇ ન્હાવાને બેઠું છે !"

—ત્હેના અન્દરના સૂક્ષ્મ મને ત્હેને કહ્યું, 'હિમગિરિ !—વિશ્વગુપ્ત તો ત્હારો દિલોજાન દોસ્ત થાય છે—અને મિત્રની પત્નીના લાજ શરમ છોડી એમ જોઇ—"

—ફરી ત્હેના માયાવી, જાડા—જંગલીજટ્ટ મનને કહ્યું, "આવી જોવાની તક ફરી ફરી નથી મળવાની !—શું એનું રૂપ છે !" ત્હેણે કામી પુરુષની માફક—ત્હેનાથી ન રહેવાયું એટલે એક સિસકારો એંચ્યો—અને જરાક ઓઠનો ધીમો બચકારો પણ બોલી ગયો !

ત્હેણે બારણાંની ફાટમાં જોયું કે તે હવે વસ્ત્ર બદલવાને ન્હાઇ રહી છે એટલે ઉભી થઇ જવાની તૈયારી કરે છે !—તે ઉભી થઇ ગઈ !—વસ્ત્રોની વળગણી ઉપરનું વસ્ત્ર લેવા આગળ વધી—તે પૂંઠ ફરી

ઉભી હતી અને ઉંચીનીચી થઈ બીનું ડીલ જાડા કડકાંથી લૂંછતી હતી—

તે વસ્ત્રો પ્હેરી રહી ત્યાંસુધી નિર્લજ્જ હિમગિરિ બધું જોઇ રહ્યો—અને ત્હેને બારણું ઉઘાડવા બારણાં તરફ આવતી જોઈ એટલે તરતજ ઠાવકો—ડાહ્યોડમરો બની જઇ ઝુલાખાટ પર બેસી ગયો. બારણાંની સાંકળ ખખડી અને અવાજ સાથે બારણાં ખૂલ્યાં. વિશ્વગુપ્તની પત્ની ગરિમા ત્હેમાંથી ભ્હારના દીવાનખાનામાં આવી અને હિમગિરિ તરફ જોતી બોલી, 'ત્હમે ક્યારના આવ્યા છો?"

"ઓહોહો—ક્યારનો!" તે કામી માણસ ગરિમાની આંખો તરફ તાકી તાકીને જોઇ રહ્યો હતો!

લજ્જામણીના છોડની પત્તિયો જેવાં ગરિમાની આંખોમાં પોપચાં શરમથી અને જરાક ભયથી નીચાં નમી ગયાં તે આગળ બોલી,

'એ તો ભગવતીની શોધ કરવા નિસરી પડ્યા છે—પ્રભુ જાણે કય રેયે આવશે વારૂ?'

"શું ત્યારે ભગવતીનો કંઇજ પત્તો ના લાગ્યો?"

"તે તો મ્હને બાઇ માણસને શી ખબર? એમના ભાઇબન્ધ ત્હમે એટલે મ્હારા કરતાં ત્હમે વધારે જાણો!"

ગિરમાને હિમગિરિ જોડે છૂટથી બોલવાની—વાતો કરવાની ટેવ તો હતી પણ તે યે પોતાના પતિ વિશ્વગુપ્તની હાઝરીમાં!

પોતાના પતિની ગેરહાઝરીમાં પોતાના પતિના મિત્ર હિમગિરિ સાથે આમ એકલાં એકાન્તમાં વાતચીત કરવાનો ગરિમા માટે આ પ્હેલોજ પ્રસંગ હતો!

તે હિમગિરિને પોતાના પતિના મિત્ર તરિકે ઓળખતી હતી—ત્હેને ઘણી વખતે ત્હેની આંખો કામી લાગી હતી—જે ત્હેને ન્હોતી ગમતી એમ ભ્હારના દેખાવથી ઘણીવાર જણાયું પણ હતું!

ત્હેનો પતિ વિશ્વગુપ્ત ત્હેના આવા વર્તનથી ત્હેના ઉપર ઘણોજ ખૂશ રહેતો—અને કેટલીક વખતે શિખામણ અને સૂચના રૂપે ગરિમાને કહેતો પણ ખરો કે જો, ગાંડી!—કોઇ દિવસ ઘેલી મા બનીશ!—સાચવજે!—બૈરૂં મરી ગયું છે!—બૈરાં વગરનો છે!—ક્યારેક શું કરી બેસે તે ન કહેવાય!—તું ક્યાં સ્હમજતી નથી વારૂ!—આ તો ટૂંકમાં કહેવાનું ત્હને એટલુંજ કે બહુ લપ્પનછપ્પન કરવા જેવો માણુસ નથી!—ખપ જેટલી વાત!—રાજકાજમાં તો ચારે બાજૂનાં લફરાં રહ્યાં—કોઇક દિવસ દારૂડિયાનું પણ કામ પડે—વળી કોઇક દિવસ દેવાળિયા જુગારીની પણ કામ કઢાવવા પૂરતી દોસ્તી કરવાની જરૂર પડે—તો વળી કોઇક દિવસ જેને ધોળે દિવસે બોલાવતાં પણ શરમ લાગે—સંકોચ થાય તેવા રાંડોને ત્યાં રખડનાર ખરાબ માણુસની પણ અમારે તો અમારા સ્વાર્થ પૂરતી ભાઇબન્ધી કરવી પડે!—પણ તું શું સ્હમજી?—આ બધું કહેવાનો—શિખામણ આપવાનો સાર માત્ર એટલોજ કે અમારા બધા ભાઇબન્ધોને ત્હારે સાચ્ચા દિલના સાફ માની ન લેવા!—અમારે મરદ માણુસને તો આ ઝીન્દગીનો વ્યવહાર નિભાવવાને માટે—કામ કાઢી લેવાને માટે ખરાબ અને સારા બન્ને જાતના માણસો સાથે સમ્બન્ધ બાંધ્યા વગર છૂટકો નહીં!—માટે સંભાળજે—કોઇની તરફ તાકી તાકીને જોવામાંજ લોકોને રસ પડે છે—આનન્દ આવે છે—અને એમ તાકી તાકીને જોવામાંજ કેટલીક વખત લપસી પડવાનો ભય રહેલો છે!—એ ક્ષત્રિય છે અને આપણે બ્રાહ્મણ છીએ એટલુંજ યાદ રાખવું ખૂબ જરૂરનું છે!

વિશ્વગુપ્તની પત્ની ગરિમા પોતાના પતિરાજનું આવું લાંબુ લાંબું ભાષણ સાંભળી કદિ કદિ તો ગુસ્સે પણ થઇ જતી—અને જરાક છાણકાથી ફૂગાયલી લીંબુનો ફાડ જેવું કટાણું મ્હોઢું કરી—ગાલ ફુલાવી—દાધરા જેવું ચ્હડેલું ચાઢૂં કરી બોલતી,

"તે અમે તે કેવા છીએ?"

"—પણ આ તો સ્હેજ કહું છું-એમાં આટલી બધી ખિજાઇ શું જતી હશે ?" આવું વિશ્વગુપ્ત કહેતો.

—ત્યારે તો વળી તે વધારેજ છેડાઈ જઈને છણકો કરતી અને પોતને ધમકાવતી હોય તેમ ફડફડ ધાણી ફુટે એમ બોલતી,

"—ના, તે પણ અમને એવું નહીં કહેવાનું !-ત્હમને બહુ વારેઘડિયે શંકા આવ્યા કરે છે !-અમે તો કોઇના તરફે નથી જોતા !-મન થાય તો ત્હમનેજ ના જોઇએ ?-ત્હમારા સિવાય અમારે કોણ બીજું છે જે અમારી ઉપર શંકા—?"

વિશ્વગુપ્ત ધીમો પડી શાન્તિથી અને ઠાવકાઇથી કહેતો, "શંકા નહીં-પણ આ તો જરા સાચવવું જોઇએ એટલુંજ !"

"તે અમે ક્યાં કોઇના તરફ ત્રાંસુ પણ જોઇએ છીએ તે—"

"અહં—એમ નહીં !"

"તો પછી ?—"

"આ તો એની લોકવાયકા સારી નથી !"

"ત્હેમાં પણ મ્હારે શું ?"

"ગરિમા !-મ્હારે શું-મ્હારે શું ? ન કર !"

"તો પછી મ્હને શું કામ એ બધું એઠુંજૂઠું સંભળાવતા હશો ?"

"તું મિજાજ ન કર !-મ્હારા શબ્દો કોઇક દિવસ યાદ આવશે કે ના, એ કહેતા'તા એ ખરૂં છે—"

"ના, તે !-એ ખરૂં ને ખોટું હું કૈં ન સ્હમજું !-ટૂંકી વાત એકજ કે-ત્હમને પસન્દ ન હોય તો એવા માણસને ઘરમાંજ ન આવવા દેશો !"

"તે એમ તે કૈં બને-અમારે તો લાખ્ખોનું કામ પડે-આવે તો ખરાજ સ્તો !-અમે તો રાજદ્વારી પુરુષ રહ્યા ! અમારૂં જીવન પણ તલ્વારની ધાર ઉપર !-ગરિમા !-એક વાત કહું ?"

"ઉંહું !—"

તે આમ બોલી છણકો કરતી તે વખતે પત્નીમાંજ પોતાનું સર્વસ્વ જોનારો પ્રેમાળ પતિ વિશ્વગુપ્ત ગરિમાને બાથમાં દબાવી લેતો અને ગૌર કપોલ–પ્રદેશ પર ઓઠ ચપસાવી દેઇ કહેતો, "ગરિમા !-આપણો ગામડાનો ઘુમટો તાણવાનો રિવાજ સારો તો ખરો !"

"જોઇ પાછી જૂની વાત લાવ્યા ?"

"હા–તકરાર ઓછી !"

"વારૂ, ત્હમારી ઇચ્છા હશે તો કાલથી ઘુમટો તાણીશ !-મ્હારે શું ?–લોકો ત્હમારી મસ્કરી કરશે !"

"કે ?—"

"મન્ત્રીજી ભોળા છે !"



# પ્રકરણ ૧૫ મું.

## સંજોગોનો સપાટો !

માણસમાં બધું છે.

સારૂં યે છે ને નરસું પણ.

અનુકૂલ સંજોગો એને જગતની પાસે સાધુ કહેવડાવે છે—

—અને પ્રતિકૂલ સંજોગો એના એજ માણસને—એના એજ બહુરંગી, તરંગી દુનિયાના માણસો તરફથી બદમાશ, ચોટ્ટો, લુચ્ચો, ખૂની, વ્યભિચારી, ખરાબ માણસ—આવા આવા ખિતાબો અપાવે છે !

હિમગિરિ આડીતેડી વાતો કરી પરવાર્યો એટલે ત્હેણે—પ્રેમના નાટકમાં કામ સાધી લેવાને બ્હાનારૂપે ગણાતી માંગણી કરી,

'વારૂ ત્યારે-ભા—ભી !-પાણી—બાણી તો પાશો કે નહીં ?"

આ સિવાય પ્હેલાં "ત્હમે" શબ્દ વાપરી વાતચીત કરવાની ટેવવાળા હિમગિરિએ આજે પ્હેલીજ વાર "ભાભી" શબ્દનો સંકોચાતાં ઉપયોગ કર્યો ! આટલું "ભાભી" બોલતામાં તો ત્હેના હોઠ, જીભ અને ગળું પણ સૂકાઇ ગયાં !

અનુકૂલ સંજોગોમાં "ભાભી" આશ્રયનું સ્થાન છે—અને પ્રતિકૂલ સંજોગોમાં કોઇકવાર ભયનું સ્થાન નીવડે છે !

ગરિમા પતિના મિત્રનો સત્કાર કરવાને પાણી લેવા ગઇ-પાણીનાં પાણિયારા સુધી પ્હોચતામાં તો ત્હેના મનમાં હઝારો સારા-નરસા વિચારો આવી ગયા!-ત્હેને હિમગિરિનું "ભાભી" શબ્દનું સમ્બોધન ગમ્યું પણ હતું!-પણ ત્હેના મનમાં કૈંક મૂંઝવણ ચાલતી હતી-તે પ્યાલામાં પાણી રેડતી હતી ત્હેમાંનું અડધું તો પાણિયારાના થાળા પર ઢોળાઈ જતું હતું—કારણ ત્હેનું ચિત્ત ઠેકાણે ન્હોતું—ત્હેની નઝર સ્હામે હિમગિરિની હસતી કામાતુર આંખો તરવરતી હતી!

ત્હેણે પાણી લાવી હિમગિરિને આપ્યું-સ્હેજ-સ્હેજ ત્હેનો હાથ ધ્રૂજતો હતો!

હિમગિરિએ પાણી લેવાને હાથ લંબાવ્યો-પણ એની કામી આંખો તો ગરિમાના સુન્દર ચ્હેરાનેજ તાકી રહી હતી! એણે પાણીનો પ્યાલો ગરિમાના હાથમાંથી લેતાં લેતાં—ગરિમાનો પ્યાલો પકડેલા હાથનો અંગૂઠો જરાક દબાવ્યો-અને હાથમાંનો પ્યાલો લેતાં જરાક જરાક વાર પણ લગાડી—

—ગરિમાનું શરીર અને ટાંટિયા ધ્રૂજતાં હતાં!

પોતાના પતિ વિશ્વગુપ્તની શિખામણ-જેને એ ટકટક માનતી હશે-ત્હેનો અર્થ આજે અને અત્યારે વખત છે ને સ્હમજી હશે કે—એકાન્તમાં એક પરપુરુષને હાથોહાથ એક પાણીનો ફક્ત પ્યાલો આપવામાં પણ કેટલો બધો ભય રહેલો છે?

—તે સ્હમજી બધું.

—પણ સંજોગો ખરાબ ઉભા થયા હતા!-જે બન્નેને લાપટ મારવાને તલપી રહ્યા હતા!-બન્નેને એકમેકમાં લપસવાની પળો પાસે આવતી હતી!

—દરેક માણસને બે મન હોય છે!

—એક ઉંચું મન રોજ સાચોજ રસ્તો બતાવે છે!

—ત્યારે બીજું નીચું મન—ત્હેને સાચા રસ્તા પરથી પળે પળે ખરાબ રસ્તે જવાની ઉશ્કેરણી કરે છે!

દુનિયાના સોમાંથી નવ્વાણું માણુસો ઉપર નીચું મન વિજય મેળવે છે—અને નીતિમય જીવનમાંથી ત્હેમને અનીતિમય જીવનમાં ઘસડી જાય છે!

ઉંચા સૂક્ષ્મ મનનું કહેલું સાંભળી તે મૂજબ વર્તન રાખનારા માણુસો ઘણેખરે ભાગે યોગી પુરુષો-કાં તો મનુષ્યોમાં માનવમણિ હોય છે-પણ તે વીરલજ!

હિમગિરિએ પાણી પીધું ત્યાંસુધી ગરિમાની ત્હેના તરફ ઉંચું જોવાની હીંમત ચાલી ન્હોતી-હિમગિરિની પગની પ્હાનિયો તરફજ તે જોઇ રહી હતી.

પાણી પીને પ્યાલો પાછો આપવાને હિમગિરિએ 'લ્યો—" કહ્યું ત્હેના જવાબમાં પણ ત્હેણે નીચી નઝરેજ પ્યાલો પાછો લેવાને હાથ લંબાવ્યો અને તેજ પળે-બદમાશ કામાતુર હિમગિરિએ એક હાથે પોતાના હાથમાંનો પ્યાલો આપ્યો અને બીજા હાથે ગરિમાનો બીજો ખાલી હાથ પકડ્યો.

—હાથ પકડી પોતાના તરફ ત્હેણે ગરિમાને ખેંચી.

ગરિમા હિમગિરિના હાથમાંથી પોતાનું કાંડું છોડાવવાનો પ્રયાસ કરતી બોલી, 'અરે—આ—મ્હને છોડો! મ્હને—છોડી દો!—છોડો—કોઇ જોશે-ઓ, હિમગિરિ!—મ્હને છો—ડોને!-કોઇ જોશે!—"

"ગરિમા!—"

'મ્હને છોડી દો!—"

"ગરિમા!-કોઇ જોતું નથી!" એમ બોલી એણે કંઈ બીજી મસ્તી-ચેષ્ટા કરવા પ્રયત્ન કર્યો જેનો ગરિમાએ ઇન્કાર કર્યો-વચમાં હાથ આડો ધર્યો.

કામથી વધુ ને વધુ વ્યાકુલ બનતો હિમગિરિ બોલ્યો, "બસ કે ?-ગરિમા !-મ્હારૂં કહ્યું માની જા !-જો ત્હારા ને મ્હારા વિના બીજૂં કોઇજ જોતું નથી !-અને ત્હને જ્યારથી જોઇ ત્યારથીજ ત્હારાં રૂપથી તો કાયરજ થઇ ગયો છું !"

"મ્હને હિમગિરિ છોડી દો !"

હિમગિરિ એને બાથ ભરવા માગતો હતો

હિમગિરિએ ત્રીજી ચેષ્ટા કરી. ગરિમાની પાતળી કમર નીચેના નિતમ્બ પર પોતાના જમણા હાથની ઝડપથી હથેલી ફેરવી—

—અને દીવાનખાનાનામાં પ્રવેશ કરવાના દાદર પર એક કબૂતરનાં બચ્ચાંને એક બિલાડીએ પોતાના પંઝામાં ઝડપી લીધું—

દાદર પર એક રાની બિલાડીએ કબૂતરનાં ભોળા નિર્દોષ બચ્ચાંને ઝડપી લીધું-શિકારજ કર્યો !

—અને દીવાનખાનાનામાં એક કામાતુર રાની બિલાડાએ એક ભોળી પતિપરાયણા હંસિણીને સંજોગવશાત્ ફસાવી તેહનું શિયળ લૂંટવાની તૈયારી કરી-

-એટલામાં દાદર ખખડ્યો.

—બન્ને છૂટાં પડે કે બનેલી વાત છૂપાવી શકે તે પહેલાં તો એક ત્રિપુણ્ડધારી એક વ્યકિત ઝડપથી દિવાનખાનાનામાં પ્રવેશ કર્યો.



# પ્રકરણ ૧૬ મું.

## અદેખાઇ આવે એવાં દમ્પતી.

એણે દીવાનખાનામાં પગ મૂક્યો અને દૃશ્ય જોઇ એની આંખો ફાટી–આંખોમાં અને મ્હોઢા પર એનો એટલો બધો ક્રોધ ઉભરાઇ આવ્યો કે આખા શરીરનું લોહી જાણે ત્યાંજ દોડતું દોડતું ન ધસી આવ્યું હોય એટલું બધું મ્હોઢું લાલઅમ્બ–રાતુંધમ્મ બની ગયું હતું !

ત્હેનાથી જોયું ન ગયું–ના સ્હેવાયું ! તે આવનાર વ્યક્તિ વિશ્વગુપ્ત–ગરિમાનો પતિ !

ત્હેણે હિમગિરિને એક તમાચો ચ્હોંટી દીધો—

હિમગિરિ કંઈ પણ જવાબ આપે તે પ્હેલાં તો વિશ્વગુપ્તે કમરપટામાંથી એક કટાર કાઢી ત્હેની છાતીમાં અચ્ચરેતી કે ખોસી ઘાલી.

તે ધબ દઇ જમીન પર ઢળી પડ્યો. ગરિમા તરફ પગલાં માંડતાં વિશ્વગુપ્ત બોલ્યો,

"—અને ત્હને પણ—"

ગરિમા મૃત્યુના ભયથી ન્હાસતી હતી અને બોલતી હતી. 'પણ મ્હારૂં સાંભળો તો ખરા !–પણ—"

"મ્હેં ત્હને લાખોવાર મના કરી હતી છતાં પણ-છતાં-પણ-ત્હેં તો—"

"પણ મ્હારો વાંક નથી વ્હાલા !"

"હું ત્હારો વ્હાલો નહીં ને તું મ્હારી વ્હાલી નહીં !-હવે તો ત્હારો વ્હાલો આ મ્હારીકારી તલ્વારનો કારમો ઘા !-તું ન્હાસીને જનાર ક્યાં છે ?"

ગરિમા તલ્વારના ઝટકાના ભયથી એક ઓરડામાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં એમ ક્રમાનુક્રમે ઓરડા-ઓરડી બદલી ન્હાસભાગ કરતી હતી.

—અને ખુલ્લી તલ્વારવાળા હાથે વિશ્વગુપ્ત તેની પુંઠે પડ્યો હતો !

ગરિમા એક ઓરડામાં ભરાઇ ગઇ અને તેણે અન્દરથી સાંકળ વ્હાસી દીધી !

વિશ્વગુપ્ત રાડ પાડતો પાછો ફર્યો. "—હું એ ઓરડો સળગાવી મૂકીશ-પણ તને નહીં છોડું !—કુ—ટા !—"

વિશ્વગુપ્ત બ્હાર દીવાનખાનામાં આવ્યો અને તેણે જોયું તો હિમગિરિ ત્યાં નથી !—અને અચમ્બો તો એ હતો કે જ્યાં તે ઘાયલ થઇને ધબ દઇને-પડ્યો હતો ત્યાં લોહીનો એક પણ ડાઘ તો શું-પરન્તુ લોહીનું એક ટીપું સરખું પડેલું જણાતું ન હતું !

તે ખૂબજ આશ્ચર્ય પામ્યો ! તેણે પોતાના મનને પ્રશ્ન પૂછ્યો, "આ શું ?-ત્યારે શું કટારનો ઘા ખાલી ગયો ? મ્હેં એને ઘા કર્યો તે જગ્યાએથી એને લોહી નીકળ્યું હતું કે નહીં ?—અરે, તે પણ ક્રોધમાં મ્હને જોવાની ફુરસદજ ક્યાં હતી ?-પણ આ તો ભારે થઇ !-બદમાશ !-મિત્ર દ્રોહી !-એક તો મ્હારૂં ઘર કલંકિત કરતો ગયો અને પાછો જીવતો છટકી ગયો !-એ હવે મ્હારો જીવનભરનો

કટ્ટો શત્રુ બનશે!—શકરાજ અને અરૂણુદત્તની પાસે જઈ મ્હારે માટે ઉંધાચત્તાં પાટિયાં જરૂર ગોઠવશે!–તો હવે મ્હારે જીવતા રહેવું હોય તો કાંઈપણ હિસાબે પાટલીપુત્ર છોડી ન્હાસી જવું જોઇએ!–અને ભગવતી!—ભગવતીના શબનો ક્યાં પત્તો છે?-લોકો તો કહે છે માયા પેલી-વેશ્યા ડૂબી મરી! શબજ ક્યાં બતાવે છે?–અને કહે છે કે શકરાજનો મનાઇ હુકમ છે! તો ભગવતી ગઈ ક્યાં? શિવ! શિવ! શિવ!–અને ગરિમા?–ગરિમા શું?—મ્હારી પત્ની છે–એનો ન્યાય હું કરીશ પણ જીવતો રહી આ બધાંનું વેર લેઇશ!–વેર લેવા પૂરતું પણ મ્હારે જીવતા તો રહેવું જોઇએ! અને જીવતા રહેવાને ન્હાસીજ જવું જોઇએ!"

થોડોક સમય ત્હેણે વિચારમાં ને વિચારમાં આ ભીંતથી તે ભીંત સુધી એમ વાઘની માફક આંટા માર્યા!-ત્હેણે બધી વાતોને શાન્તિથી ઉલટસુલટ મનમાં ને મનમાંજ તપાસી–અને છેવટના નિર્ણય પર આવતો હોય તેમ એક નિશ્ચયાત્મક વાક્ય બોલ્યો, "હું એને માફ કરીશ!–પણ એ ગુન્હો કબુલ કરશે તો '–" ત્હેને એક સમસ્યા સ્ફુરી, "—કોણ જાણે એ શું હશે કે વરવહુ પોતપોતાના ગુન્હા એક બીજાથી છૂપાવેજ છે?–પણ એમ કરવું એક રીતે ઘણુંજ સારૂં છે! ન્યાયની દૃષ્ટિયે એક બીજાના સ્હામસ્હામી ગુન્હા કબૂલ કરાય તો તો રસ્તો સાફ થઇ જાય!–પણ ઘરસંસારમાં આગ ઉઠશે–લડાઈ થશે–એ બ્હીકે વર કે વહુ જુવાનીની પચ્ચીસીમાં કરેલી પોતપોતાની બદમાશી-કુમારાપણામાં કામદેવના ન રોકી શકાય એવા વેગને લીધે થઇ ગયેલી ભયંકર ભૂલો કોઈ કોઇને સ્હામસ્હામી કહેવાની હીંમત કરતા નથી!–અને છતાં પણ માની લ્યો કે કોઇ સતા થઇ પોતે જુવાનીના જોમમાં કરેલી ભૂલો કહી પણ દે તો સામાન્ય રીતે સરેરાસ મનુષ્યસ્વભાવ એવો છે કે જે એવી વાત શાન્તિથી સાંભળી–સહન કરવાની મ્હોટું મન રાખી ગળી જવાની કે માફ કરવાની શક્તિ નથી ધરાવતો!'

ત્હેણે બીજી દિશા તરફ ડગલાં ભરવાં માંડ્યાં-અને તે બોલ્યો, "સાચો મરદ તે છે-પ્રભુ થવાને લાયક પતિ તે છે-જે પોતાની પત્નીના ગુન્હાઓ ઉદાર મનથી માફ કરે છે—અને સાચી પત્ની, ગૃહલક્ષ્મી પણ તેજ છે જે પતિની ભૂલોને-પતિના કલંકોને મ્હોટું મન રાખી ગળી જાય છે!-એક બીજાને માફી આપવીજ જોઇએ!-મ્હેં અત્યારસુધી આખી ઝીન્દગીમાં જે નથી કર્યું તે આજે કરી બતાવું!—શાસ્ત્રો તો કહે છે કે એક વખત પણ પરપુરૂષનો સ્પર્શ થતાંજ સ્ત્રીના પતિવ્રતનો ભંગ થઇ જાય છે!-શાસ્ત્રો સાચાં છે કારણ એમણે મનુષ્યના જીવનને વધારે નક્કર બનાવવા નીતિનો માર્ગ બતાવ્યો છે-પણ હું ક્ષમાનો વિશાળ માર્ગ લેવા માંગુ છું!"

તે એક ઓરડાના દ્વાર સ્હામે આવી ઉભો હતો ત્હેણે બારણાંનું કડું ખખડાવ્યું અને ટહૂકો કર્યો, 'ગરિમા!-ગરિમા!"

બન્ધ ઓરડ માંથી કોઇએ જવાબ ન આપ્યો.

ત્હેને થયું પત્ની રીસાઇ ગઇ!-એટલે આશ્વાસનભર્યો બીજો ટહૂકો કર્યો, "ગરિમા!-મ્હેં ત્હારી ભૂલ માફ કરી દીધી છે-બારણું ખોલ!—"

ઉદાર પતિને કાને પત્નીનો શ્વાસ સરખો ન સંભળાયો! એટલે તે વધુ મૂંઝાયો અને ઓરડાની પાછળના જાળિયામાંથી ગરિમા શું કરે છે તે જોવાને અધીરા પગલે ઉપડી ગયો!

માની-માનભૂખી ગરિમા પોતાની ગમ્ભીર ભૂલ સ્હમજી શકી હતી!-ત્હેને પતિને મ્હોઢું બતાવતાં શરમ આવતી હતી!—

—કારણ એકજ પતિની હુંફાળી બાથમાં ભરાઇ કે લપાઇ જવાનો-એકજ પ્રાણપતિના ખોળામાં સૂવાનો કે આળોટવાનો-એકજ હૃદયેશ્વરના રંગવિલાસમાં રાચવાનો-આનન્દ માણવાનો જે આર્યરમણીને જન્મસિદ્ધ અધિકાર મળ્યો છે ત્હેને આવી ભૂલ થતાં-પતિને મ્હોઢું બતાવતાં શરમજ આવે એ કુદરતીજ છે!

શરમ ત્હેને ન આવે જે વેશ્યા છે ! પ્રકાર બે-ઘરગથ્થુ અને બજારૂ ! ઘરગથ્થુ પતિ ઉપરાન્ત એક ઉપપતિ કરી બેસી રહે-અને બજારૂ તો હઝારો મરદોની બાથમાં ચંપાય-જે નગરનારી કહેવાય-નિર્લજ્જ નફ્ફટ ગણાય !

ગરિમા આર્યરમણી છે !

ઓચિન્તા ઉભા થયેલા ખરાબ એકાન્તના સંજોગોને લીધેજ તે ઘડીભરને માટે વિશ્વગુપ્ત પતિને ભૂલી-પરપુરુષ હિમગિરિના પંઝામાં ફસાઇ ગઇ !

વિશ્વગુપ્ત પાછળને જાળિયે આવ્યો અને ગજિયા-સળિયા ઝાલી ડોકિયું કરવા ઉપર ચ્હડયો.

ત્હેણે જોયું અને તે કમ્પી ઉઠયો !

તે દોડયો-કુહાડી લાવ્યો અને જાળિયાનું લાકડાંનું ચોકઠું તે વડે ચીરી નાંખ્યું-જાળિયું હચમચાવી બ્હાર ખેંચી કાઢી આખું ઉસેટી દીધું—પોલી બાકાં જેવી બની ગયેલી બારીમાંથી તે ઝટ ઓરડામાં કૂદી પડયો અને ગરિમાનાં ગળા પર હાથ નાંખ્યો,

"ગરિમા !-આટલું બધું ?-ફાંસો ખાવા તૈયાર થઇ ગઇ ?" એમ બોલતાં બોલતાં વ્હાલસોયા પતિએ પત્નીના ગળામાંથી લૂગડાં નો ઘાલેલો ફાંસો કાઢી નાંખ્યો અને ખૂબ પ્રેમથી એક હાથે પત્નીને પોતાની પાસે ખેંચી ધીમેથી નરમ અવાજે બોલ્યો,

"મ્હેં ત્હને ત્હારી ભૂલ માફ કરી છે ! ગરિમા ! મ્હારી-ગરિમા ! આવ !" કહી વિશ્વગુપ્તે ગરિમાને બાથમાં દાબી લીધી.

વ્હાલસોયા ઉદાર પતિની પ્રેમાળ બાથમાં—પતિની છાતી પર માથું ચાંપી ગુન્હેગાર પત્ની-ગરિમા ધ્રુસ્કે ધ્રુસ્કે ચોધાર આંસુ સારતી હતી-વિશ્વગુપ્ત ત્હેની ચોટલાની લટ પસવારતો બોલતો હતો,

"મ્હારી—રોઇશ ના ! છાની રહે !"



# પ્રકરણ ૧૭ મું.

## વિલાસ અને વિનાશ !

રાજાઓ પણ આપણા જેવાજ માનવી છે ! આપણે બે આંખો છે–એમને કંઈ બોચીએ ત્રીજી આંખ નથી !—

—પણ સાચા રાજવીઓ–કે પછી પ્રજાના પ્રતિનિધિઓ કહો.—એવાં ઉદાર હૃદયવાળાં હોય છે કે ઉંચ–નીચનો ભેદ ભુલી જઈને આખા પ્રજાસંઘને વિશ્વપ્રેમથી ભીની વિશાળ દૃષ્ટિથી માપી શકે છે–અને એના એજ રાજવીઓ સંકટની સામે સંગઠિત પણ બની શકે છે !

મનુષ્ય માત્રને બે હૃદય હોય છે !

—પણ સાધુસન્ત, યોગીઓ ઓલિયાઓ, પરમહંસો કે ગત જન્મના યોગભ્રષ્ટ યોગીના જેવીજ નિર્મોહી ને નિર્લેપ વૃત્તિવાળા સાચા રાજાઓ બન્ને હૃદયને બે હાથમાં રાખી શકે છે–વાપરી શકે છે અનુભવી શકે છે !—

—પણ જ્યારે એ સર્વ મહાપુરુષો રાજાઓ વિષયવાસના ભર્યા વિલાસના કાદવમાં કોઈક દુર્ભાગી પળે સરકી પડે છે–લપસી પડે છે કે ગબડી પડે છે–ત્યારે તે સામાન્ય મનીષ બની જાય છે એક

સુન્દર, અતિશય કોમળ, સાગર જેવું વિશાળ હૃદય ગુમાવે છે-અને પ્રજાનો રોટો પીસનાર–સિતમગર–જૂલ્મની આગ વરસાવનાર–સાંકડું, સ્વાર્થી અને શયતાન હૃદય કાયમ રહે છે—

—જેને ગરીબ દુઃખી પ્રજાનું લોહીજ ખોબે ખોબે પીવું ગમે છે!-એ હૃદય કૈં પછી રાજાનું હૃદયજ નથી હોતું-પણ શયતાનનું!

—સુખદુઃખના ખાડા–ટેકરાવાળા જીવનરૂપી હિમાલયની શોભા રૂપ પવિત્ર અને નિર્મળ પ્રાણગંગાનો રમ્ય કિનારો ભૂલી જઈ–પછી એ રાજવી-શયતાનની આંખો વડે પોતાના જીવનનો માર્ગ કાપે છે-ભામટા બની બેઠેલા બાયલાઓને ભમાવવાનો સનાતન-કાલથી ધન્ધો લેઈ બેઠેલો શયતાન-ભૂલેલાને વધુ ભૂલાવે છે-મોતની ખીણો બતાવે છે-જરાક નીચા વળી ખીણ જોવાને ડોકવા કહે છે અને લાગ જોઇ હડસેલો મારી ત્હેને હતો ન હતો કરી મૂકે છે!

—પારકાની બુદ્ધિથી જીવનશતરંજ પર મનનું મ્હોરું ગમે તેમ સ્વચ્છન્દથી ચલાવનાર–ઉપરના વર્ણનનાં ચોકઠાંમાં બરોબર ઓઢવાઇ રહે એવો–વર્તમાન પાટલીપુત્રનો રાજવી શકરાજ અત્યારે પોતાના પ્રધાન સાથે બેસી પોતાનાજ મહાલયમાં એક વિલાસગાથા ઉપર વિવેચન ચલાવી રહ્યો છે.

વિવેચન ત્હેના પર વિજય મેળવે છે.

"અરૂણદત્ત! માયાએ તો હદ કરી!"

"કેમ મહારાજ! એમ કેમ બોલો છો?"

સો ઉંદર મારી બિલ્લી પાટ ઉપર બેઠી હોય એવા ભાવ-વિભાવથી વિભૂષિત પ્રધાને પ્રશ્ન કર્યો.

"વારૂ–પણ માયા શું વેશ્યા છે?"

"તો બીજું શું?—"

"બીજું શું એમ નહીં!—"

"તો કૈં એને ગૃહલક્ષ્મી પણ કહેવાય વારૂ?–વેશ્યા તે વેશ્યા

મહારાજ !"

"પણ મ્હને બહુ પજવી નાંખ્યો !"

"શું કહો છો મહારાજ ?"

"અરે—મ્હારો તો નાકે દમ આવી ગયો !"

"હી !–હી ! હી ! હી !–" કૃત્રિમ હાસ્ય કરતો કરતો અરૂણદત્ત બોલ્યો, "આપ જેવા કામકલાચતુર નરને–જે છે તે–જાણે કે–આ તો મહારાજની શકિત–યુકિત માટે મ્હને માન છે–હં–હં–જાણે કે હંફાવે એ હું માનીજ નથી શકતો !–અને તે પણ સિંહ જેવા–કામશૂર શકરાજને ?–અહં !–હું માનુંજ નહીં !"

"માન કે ન માન પણ મ્હને એ વેશ્યા તો નજ લાગી !"

"તો—?"

"જગદમ્બાનો અવતાર !—"

"હી ! હી ! હી !–જગદમ્બા—"

"હસ નહીં !—સાંભળ,—મ્હેં એને જોઇ ત્યારે કામનો મ્હને કાલજ્વર વ્હદયો–અને–અને–એના શરીરને સ્પર્શ કર્યો ને મ્હારાં રોગેરોમમાં આગના ભડકા ઉડ્યા !—અને—અને—"

"અને શું પછી—?"

"કં નહી ! –" જરાક દાંતોને કચકચાવી—ઓઠોને ચપસાવી–કડક અને ફાટી આંખોથી પ્રધાન તરફ ઘડીકભર એકીટશ માંડી શકરાજ બોલ્યો.

જીવનભર સમયવર્તી અને સતત્ સાવધાન રહેનાર અરૂણદત્ત પળને પારખી ગયો–કૃત્રિમ દયામણો ચ્હેરો કર્યો–બે હાથ જોડયા–પછી ગદ્દગદ સાદે બોલ્યો,—

"મહારાજ–મહારાજ–મ્હને—"

"બસ !–બહુ થયું–" શકરાજનો પિત્તો ખસ્યો.

"પણ–પણ સેવકને–"

તિરસ્કાર અને ગુસ્સાથી ભારેલી કડક આંખોથી પ્રધાન તરફ જોતો-જરાક જરાક ગરદન હલાવતો શકરાજ બોલ્યો, "સેવક ?-ઉં-મ્હારી સ્હામે ઢોંગ ન કર !"

'ઢોંગ ?—"

"—ધૂર્ત !-બદમાશ !-સેતાન !—"

શકરાજના ગુસ્સાએ ગુણાકાર કર્યો.

'આ પાટલીપુત્રને માટે મ્હેં કાયા ઘસી નાંખી છે-કાળાના સફેદ થઇ ગયા !" પ્રધાન પાસો ગબડાવી જવાબની રાહ જોવા લાગ્યો.

"કોણ કહે છે પાટલીપુત્રની સેવા કરતાં ત્હારા કાળાના સફેદ થયા છે ?--આવાં કાળાં કુકર્મો કરતાં કરતાં કાળાના સફેદ થયા છે-મ્હને હવે તું છેતરી શકનાર નથી !-કાલે રાત્રે ત્હેં મ્હારી-ત્હારા માલિકની મશ્કરી કરી છે ! ત્હેનો બદલો ત્હને શું આપવો ત્હેનો તો હું હજુ વિચાર કરી રહ્યો છું--!"

"મહારાજ ! કોઇકે આપના કાન ભંભેર્યા છે !"

'મ્હને તું કાચા કાનનો કહે છે ખરૂં ને ?--"

"હું મહારાજને કશુંજ કહેતો નથી-ફક્ત એટલુંજ જણાવવા રજા લઉં છું કે મ્હને મશ્કરી પ્રિય નથી !-હું કોઇની પણ મશ્કરી કરતો નથી અને કોઇ મ્હારી કરે તો હું સહન પણ કરી શકતો નથી !"

"તો તું મ્હારી-માયાની વાતમાં રસપૂર્વક ઉંકારા કેમ ભણતો'તો ?-કાલે રાત્રે મ્હારે મકાને માયાને નામે ભળતી સ્ત્રીને કોણે મોકલી હતી ?"

'મ્હેં !—"

"બસ થયું !—"

'તો આપ ન જ માનો જીદજ કરો તો મ્હારે કહેવું પણ શું ?"

"અરૂણદત્ત !-હવે હું બદલાવા માંગું છું-મ્હને મ્હારી વિલાસિતા

જોડે હવે વેર બાંધવાનું મન થયું છે—પરાધિનતા કોને કહેવાય તે પણ હું સહમજી ગયો છું—મ્હેં શું કર્યું છે અત્યારસુધી તે હું જાણું છું—અને પસ્તાઉં છું-હવે શું કરવું જોઇએ ત્હેનો વિચાર કરી રહ્યો છું !—મ્હને છેતરનારાઓના હવે છક્કા છોડી નાંખવાનો મ્હેં દૃઢ નિશ્ચય કર્યો છે !'

"મહારાજ ! શાન્ત થાવ !—જ્યારે આપે મ્હારા સમક્ષ હૃદયજ ખોલ્યું છે—તો પછી મ્હારે મ્હારૂં હ... આપનાથી સ્હેજ પણ છૂપાવવાની જરૂર જણાતી નથી !—હું કા...ા રાતની બાબતમાં આટલુંજ જાણું છું કે—"

'સાચે સાચું કહે-હું ત્હારો ગુન્હો માફ—"

"પણ હું ગુન્હેગારજ નથી !—ગુન્હેગાર તો વળી ત્રીજીજ વ્યક્તિ છે."

"તો બોલ કાલે રાત્રે મ્હારા મ્હેલે આવનાર કુમારિકા કોણ હતી?"

"જગદમ્બા !—"

"મ્હારૂં કહેલું ન કહીશ !"

'પણ એ સિવાય રાતની આવનારી કુમારિકાને બીજી ઉપમા અપાય એવીજ નથી—!"

"તો મ્હેં એને જગદમ્બા તરિકે વર્ણવી ત્યારે તું હસ્યો કેમ ?"

"મહારાજ ! ભારતવર્ષના વિશાળ સામ્રાજ્યનું પ્રધાનપદું કરનારને અણિના અવસરે પોતાના માલિકનું એટલું પણ પાણી માપવાનો અધિકાર ન હોય ?—આપને સીધું પૂછત તો આપ મ્હારા પર ખીજે ભરાત—એટલે કળેકળે આપનેજ મુખે વાત જાણી લીધી-હવે હું વાતનો ભેદ કહું ?"

"ઉં !-કહો !—અત્યારસુધી તું-ના તુંકારાથી મ્હારો ત્હારા તરફનો તિરસ્કાર દર્શાવ્યો હતો—હવે હું 'તમે' કહીશ !"

"મહારાજ ! એક બાજૂ છડીદાર તિરસ્કાર અને બીજી બાજૂ ચોપદાર અપમાન ત્હેની મધ્યમાં સત્તાનું સિંહાસન !"

"એ શું ?-ન સહમજાયું !"

"જગતમાં માનનીય પદવી ભોગવનારાઓનેજ અપમાનની અસિ પરથી અણીશુદ્ધ ચાલ્યા જવાનું નિમાર્યું હોય છે! અપમાનની આતશબાજીની વચ્ચેજ–કામઠીનાં બનાવેલાં ચોકઠાંને ફરવું પડે છે–તે પણ પ્રમાણપુરઃસર–વેગથી અને શાન્તિ તથા ધૈર્ય–સ્થૈર્યથી!"

"વારૂ, પછી પેલી વાતનું શું?"

"વાત જાણે એમ બની છે કે જેને મહારાજે માયા ધારી હતી તે માયા ન્હોતી!"

"તો—?"

"વિશ્વગુપ્તની દીકરી."

"હેં?—"

'સાક્ષાત્ જગદમ્બા જેવી ભગવતી!'

શકરાજનું હૃદય ભક્તિભાવથી ઘડીકભરને માટે ભરાઇ આવ્યું—ને આંખો બન્ધ કરી–અન્તરીક્ષ તરફ–જોડેલો હથેળી–નમસ્કાર ઉંચો કરી બોલ્યો, "ભગવતિ!–જગદમ્બ!–ત્હારા સ્પર્શમાત્રે હું પલટાઇ ગયો છું!" ત્હેણે આંખો ખોલી.

તે આગળ બોલ્યો, 'વારૂ. પણ મ્હારા મહાલયે ભગવતીને મોકલી કોણે?"

"સત્તાના લોભીએ!—"

"કોણે? હિમગિરિએ?—"

"ઉંહું! દીકરીના બાપે!" ભગવતીને મોકલનાર કોણ છે તે અરૂણદત્ત જાણે છે-એણે ભાવિ લડતના ભાવિ વિજયને બરાબર અનુલક્ષીને–તાકીને મ્હોરૂં ગોઠવ્યું!

"કોણે વિશ્વગુપ્તે?—"

"જી, મહારાજ!'

"તો અરૂણદત્તજી ! એક વાત પૂછું ?-પૂછતાં ઘણીજ શરમ આવે છે !"

"શરમાય તે કરમાય-મહારાજ !"

"તો અત્યારસુધી મ્હેં જે ઉપહાર ભોગવ્યા તે-તે—"

"હું આપને સંપૂર્ણ રીતે સમજી ગયો છું !-પણ-મ્હને પણ સ્પષ્ટ કહેતાં આપની પેઠેજ શરમ આવે છે—"

"પણ મ્હને જાણ્યા વિના ચેન નહીં પડે !"

"તો-તો જાણો કે-મહારાજ ! એ ઉપહાર ન્હોતા !-પ્રજાનીજ મા-દીકરીઓ આપને ચરણે ધરવામાં આવતી હતી !"

"પણ તો મ્હને તો એમ કહેવામાં આવતું કે આ રૂપરત્નો મહારાજને માટેજ ખાસ પરદેશથી ખરીદવામાં આવ્યાં છે !'

"માથું કોને વ્હાલું ન હોય મહારાજ ?"

"તો શું માથાંની બ્હીકે મ્હને પ્રજાની મા-દીકરીની આબરૂ લૂંટવા દીધી ?—ત્હમે તો કહો છો પાટલીપુત્રનો અમે ઉત્કર્ષ કરવાના છીએ-અને તે માલિકને આટલા અન્ધારાંમાં રાખી ?-હું ત્હમને પૂછું છું-ત્હમે મ્હને એ વિલાસની વાટે વંઠી જતાં કેમ ન રોક્યો?-એમ કર્યું હોત તો પ્રધાન તરિકે ત્હમે આજે દીપો છો તેથી પણ વધુ ઉજળા લાગત !"

સાપ ગૂંચવાયો !—

પ્રધાન કંઇક ઘડીને જવાબ આપે તે પ્હેલાં તો ત્હેણે સ્હામેથી મહારાજના સાળા હિમગિરિને આવતો જોયો —

મહારાજ પણ બોલ્યા, 'હમણાં વાત બન્ધ રાખજો !'



# પ્રકરણ ૧૮ મું.

## પંડિતપુરી અને ધર્મસંઘ

ત્રીજી વ્યકિતનું આવવું પ્રધાનને ઘણુંજ ગમ્યું-એટલે બનેવી સાળાનો સત્કાર કરે તે પ્હેલાં પ્રધાનજીએજ કહ્યું "ઓહોહો!—પધારો!–પધારો!–પધારો!–હિમગિરિજી!–અત્યારે રાત પડવા આવી ત્યારે કયાંથી વારૂ?"

બિચારા ભલા હિમગિરિએ પ્રત્યુત્તર દીધો, "મ્હને કહેતાં જરા સંકોચ થાત–પણ આપેજ પ્રશ્ન કર્યો એ ઠીક કર્યું—હું વિશ્વગુપ્તને ત્યાંથી આવું છું." એટલુંજ બોલી-હિમગિરિએ મુખાકૃતિ વધુ ગમ્ભીર કરી-હોઠ લપલપાવવા માંડયા.

પ્રધાને હિમગિરિની સાથે પ્રશ્નમાલા શરૂ કરી તે વાત-શકરાજ મહારાજને પણ એક હિસાબે તો ગમીજ ગઈ કારણ તે સ્વીયજને-સગાંસમ્બંધીઓ સાથે નિકટ પરિચયમાં આવવાની ટેવનો વિરોધી હતો-અને વળી તેમાંય હિમગિરિ તો વૈરીનો ભાઈ-ટૂંકમાં હિમગિરિથી શકરાજ જોઈએ તે કરતાંય વધુ દૂર રહેતો હતો.

—છતાં વિશ્વગુપ્તનું નામ શ્રવણ કરતાંજ બનેવીને સાળાને તાકી જોવાનું જરાક મન થઈ આવ્યું—તેણે પૂછ્યું "હિમગિરિજી!

વિશ્વગુપ્તને અને આપને ઠીક બન્ધબેસ્તી આવી ગઈ છે !"

"મહારાજની વ્યવસ્થાજ એવી છે એટલે બીજું થાયે શું ? —"

'ત્હમને ફાવે તો છે ના ?"

'મહમાશોનાજ મઠમાં સાધુઓને ઉતારો આપ્યો હોય પછી બિચારા સાધુઓને ફાવે કે ન ફાવે—પણ ત્હેણે તો પોતાના કામ પૂરતું ફાવડાવ્યેજ છૂટકો !—મહારાજ અમારી આવી સ્થિતિ છે !" આટલું બોલી હિમગિરિએ મ્હોડું દયામણું કરી દીધું—કારણ આર્યશ્રીને વિશ્વગુપ્તની વિરુદ્ધમાં વાતો કરવી હતી—નવી બાજી બિછાવવી હતી.

પ્રધાનજીએ સાળા-બનેવી કરતાંય વધુ ગામ્ભીર્ય ધારણ કરી વાતને વચમાંથીજ ઉંચકી લીધી

"મૂળમાં વાત એમ છે મહારાજ !—કે પેલો માણસ બાજીગર છે—ખેલાડી છે ત્યારે આપણા હિમગિરિજી બિચારા સીધા સાદા માણસ છે !' તરતજ ત્હેણે હિમગિરિ તરફ ગર્દન ફેરવી અને કહ્યું. "જે જે વાત બની હોય તે કહો-ડરવાની જરૂર નથી !"

"અરૂણદત્ત ! હું ડરતોજ નથી ! ધારૂં તો એવાં મગતરાંઓને તો પગ નીચે કચરી નાંખું !—નામનિશાન ભૂંસી નાંખું !—પણ જવાદો—એવું નથી કરતો એમાંજ સાર છે !—છતાંય ટૂંકમાં મહારાજને એક વાત કહી દઉં—વિશ્વગુપ્તની સાથે હવે મ્હારે નહીં બને—બન્યું ત્યાંસુધી બહુ બનાવી રાખી—હવે નહીં !—"

અરૂણદત્ત શાન્તિ અને સન્તોષનો શ્વાસ મૂકયો કારણ ત્હેને જોઇતુ'તું અને ગમતુ'તું તેવુંજ ઠીક બની રહ્યું હતું—એવો ત્હેને આછો ભાસ થવા લાગ્યો.

"પણ બન્યું છે શું ? અમને તો કહો જરા ?" શકરાજે વાતનું મૂળ જાણવાની આતુરતા દર્શાવી.

'વાત જાણે એમ બની ગઇ કે હું એની ગેરહાજરીમાં એને

ત્યાં મળવા ગયો—અને-અને-થોડીકવારમાં તો એ આવી પણ પહોંચ્યો—અને-અને—જાણે જે છે તે એની ગરિમા—મહારાજને કહું જે એ એની કામણગારી સ્ત્રીનું નામ છે—ત્હેણે-ત્હેણે મ્હારા પર આળ ચ્હડાવ્યું !—"

"ત્હમારા જેવા સીધા સાદા સાધુપુરુષ પર ?" પ્રધાને ખીલેલા ક્ષત્રિયને વધુ ખીલવવાને વક્રોક્તિનો માર્ગ લીધો.

"હા—હા—મ્હારા પર—મ્હને આખું પાટલીપુત્ર ઓળખે છે—અને મહારાજ ! એને ?—આ એકલા પ્રધાનજીજ પિછાને છે !"

"હવે ભગવતીની વાતનો આંકડો જડશે મહારાજને-" પ્રધાને વીતેલી વાતને પાકી કરવા મહારાજને યાદ આપી.

"હા—હા, એ પણ ઠીક યાદ કર્યું ! એમાં પણ હાળમાં જ કાણું છે મહારાજ !" હિમગિરિને મહારાજના—બીજાની જ વાતો સાંભળી માની લેવાની ટેવવાળા મગજ પર એક નવો ખીલો ઠોકી વાત ઠસાવવાનો ઠીક લાગ મળી ગયો-ત્હેણે વાતને આગળ ચેતવા માંડી, "મહારાજને એના સત્તાલોભની ખબર શી ?—મધરાતે ચોરની માફક ઘુસી જઈ પ્રધાનજીની પણ ગળચી દાબી આવ્યો'તો—અને—"

'અને શું ?—હું જ કહું છું—હિમગિરિ ત્યાં ન્હોતા !—એટલે બિચારા આખી વાત શું જાણે વારુ ?—એ તો જો મ્હારો ભત્રીજો વખતસર ના'વી પહોંચ્યો હોત તો મહારાજને અરણ્યની જીન્દગી માટે સદાને માટે જ હાથ ધોઈ નાંખવા પડ્યા હોત !—અને એની દીકરીને મહારાજની પાસે એણે જ મોકલી આપેલી—ને પણ એક મહાન સ્વાર્થસાધનની દૃષ્ટિથી !—"

"અને—અને મ્હારી અસલ વાત તો અધૂરીજ રહી ગઈ—"

—ગળચી દબાવવાના પ્રસંગમાં હિમગિરિ ન્હોતા એ ટુકડો હિમગિરિને ગમી ગયો અને તેહને બોલાને તો એમજ લાગ્યું કે-

જાણે પ્રધાનજીએ મહારાજની સમક્ષ ત્હેણે કરેલો એક મ્હોટો ગુન્હો છૂપાવી ત્હેનું આબાદ રક્ષણ કરી લીધું છે.

—અને પ્રધાનને થયું કે આ ભડભડિયાએ જુદ્દાગાને પસાર થઇ જવા દેવામાં આનાકાની ન કરી એ પોતાની મુત્સદ્દીગીરીની એક અચૂક જીત જ થઈ છે!

—અને શકરાજની નઝરે શક–સામ્રાજ્યની ઇમારતના પાયા હચમચી ઉઠેલા જોયા—ત્હેના આખા શરીરમાં ઝડપથી એક કમ્પારી વછૂટી–પસાર થઇ ગઇ!

—અને પ્રધાન સહસા બોલ્યો,—

"મહારાજને અસુખ –"

"ઉંહું–અસુખ તો નહીં પણ સુખ કયાં છે તે અમે શોધવા નીકળી પડયા'તા–વારૂ. હિમગિરિ! ત્હમારી અધૂરી વાત કહી નાંખો–પછી અમારે બીજાં કામો આટોપવાનાં છે તે—"

"હં–પછી તો મહારાજને વિદિત થાય જે વિશ્વગુપ્તે મ્હારા પર ખન્જરથી-"

"ઘા?–ઘા કર્યો?" આખી વાતનું કુતૂહલ પ્રધાનજીની આંખમાં જ જાણે ઉભરાઇ આવ્યું.

"જી–આ રહ્યું તે હથિયાર!" એમ કહી હિમગિરિએ આસનોની મધ્યમાં પડેલા એક તામ્ર–બાજઠ પર શસ્ત્ર રજૂ પણ કરી દીધું અને આગળ બોલવા માંડયું, "એ તો મ્હેં બખ્તર ન પ્હેર્યું હોત તો મ્હારા એ ઓચિન્તા ઘાથી રામજ રમી જાત!—અને તે પણ ભલું થજો પેલા કર્ણપિશાચિયા જોશીનું કે એણે મ્હને પાંચ દિવસ આગમચજ ચેતાવી દીધો–કે બખ્તર પ્હેરી ફરજો–પાંચમે દિવસે આફત ઉતરશે–હતા ન હતા થઇ જશો!-"

"અને બીજી વાત મહારાજને નહીં ખબર હોય?—અને કહે

પણ કોણ ?—" પ્રધાનજીએ એક નવીન જ સમાચાર સંભળાવવાની તૈયારી કરી—

—તેજ પળે કક્ષની પાછળની બારીએ કાંઇક ડોકિયું કર્યું—એક ચિરચ્યો પત્થર નાંખ્યો—અને ડોકું અદૃશ્ય થઇ ગયું. પ્રધાનજી જોવાને ઉઠયા તો ખરા પણ વ્હીલે મ્હોઢે પાછા ફર્યા.

ત્હેણે કહેવાની વાત પડતી મૂકી-પાછલી બારિયેથી ફેંકાયલો પત્થર ઉંચકી લીધો-પત્થરને એક તાડપત્ર વીંટેલું હતું-સાચવીને તે ત્હેણે ઉકેલ્યું-અક્ષરો પર ઉડતી નઝર કરી લીધી.

અધીર મને અને નયને શકરાજે પૂછ્યું, "અરૂણદત્ત શું છે એ ?"

"હું મહારાજને કહેવા જતો'તો એવોજ એકાદ સન્દેશો તાડપત્ર કહે છે."

"શું ?-"

"વિશ્વગુપ્તની પ્હેલાં વાત કહું પછી-"

"ઉંહું-પ્હેલી આ વાત કહો !"

"મહારાજને જીદ ન કરવા વિનતિ છે કારણ આ વાતને અને મ્હારી વિશ્વગુપ્તની વાતને કંઇક સમ્બન્ધ છે !"

"શું ?"

'ગંગાને સ્હામે કાંઠે એક સંઘ છે !"

"બૌદ્ધોનો ?"

"પ્હેલી દ્રષ્ટિએ એમજ લાગે !"

"પ્હેલી કેવી ને બીજી કેવી ?"

'એનું નામ ધર્મસંઘ છે !"

શકરાજને સ્હમજ ન પડી એટલે ત્હેણે ફક્ત ઉંકારા જ ભણી શાન્તિથી વાત સાંભળવા માંડી.

"ઉં—પછી ?"

"વિશ્વગુપ્ત એને મદદ કરે છે."

"પણ ધર્મસંઘને કોણ મદદ ન કરે ?"

"મહારાજ ! નામ છે ધર્મસંઘ–પણ–"

"પણ—?"

"પણ અન્દર શયતાનો વસે છે !"

"શયતાનો ?—"

"પાટલીપુત્રના માથાંફરેલ જુવાનો !"

શકરાજના મહાલયના કક્ષમાં આ વાત ચાલતી હતી જે સમયે–તે જ સમયે સન્ત્રીની મિલાવટ અને સન્ધિથી એવો જ એક પાટલીપુત્રનો માથાંફરેલ જુવાન શસ્ત્રાગારની દીવાલો પર લટકતી તલ્વારો સાથે કૈંક અટકચાળું કરી રહ્યો હતો અને પૂછી રહ્યો હતો.

"તને ચોકકસ ખબર છે કે આ તલ્વારો મહારાજના શરીર-રક્ષક સૈનિકોનીજ છે ?"

"અનન્તને ખોટું કહી મારૂં માથું ધડ પર શી રીતે સલામત રાખી શકું ?"

"વારૂ ત્યારે—" એમ બોલતાં બોલતાં તેણે અવાજ ન થાય તેમ મ્યાનમાંથી તલ્વારો ખેંચી લીધી અને બીજી નવીન દરેક મ્યાનમાં પરોવી દીધી.

સન્ત્રીએ સહજ કુતૂહલ ખાતર પૂછ્યું,

"પણ અનન્ત ! આજે દંગલ શું છે ?"

"ધર્મસંઘના આચાર્યની મના છે-ફકત સોંપેલું કામ કરી પાછા ફરવાની સૂચના છે !–લે–ત્યારે હું જાઉં છું–પણ જોજે વાત ન ફૂટે !"

"અનન્ત ! હું ધર્મસંઘનો પ્રતિજ્ઞાબદ્ધ સૈનિક છું !–સુખે સિધાવો !"

યુવકની વાત સાંભળવા જેવી હતી —

—અને અરૂણદત્ત પણ મહારાજને સાંભળીને યાદ રાખવા જેવું–

સચેત થઇ રહેવા જેવું કૈંક કહી રહ્યો છે,–એમ પોતે માની રહ્યો છે!

'મહારાજ! પાટલીપુત્રના જુવાનો હમણાં હમણાં બહુ જ બ્હેકયા છે–શકરાજના રામરાજ્યની નિન્દા કરવી એ તે નકટાઓનું કામ છે–મહારાજની સત્તાને ઉથલાવી પાડવાનો આ બધો સરંજામ છે–વિશ્વગુપ્ત આવા ભામટાઓને પૈસાની છૂટ્ટે હાથે મદદ કરે છે–શું કરૂં?–જો મ્હારૂં ચાલતું હોય તો એવા રાજદ્રોહીઓને—"

શકરાજ વિફર્યો અને ગર્જ્યો,—

"ચાલતું શું હોય?—ગરદન મારો—એને જીવતો સળગાવી મૂકો!–અરૂણદત્ત!–હિમગિરિ! વિશ્વગુપ્ત જીવતો પાટલીપુત્રમાંથી ન્હાસી છૂટશે તો તે બદલ ત્હમારાં બન્નેનાં માથાં ધડ પરથી ઉતારી લેવામાં આવશે!"

"મહારાજ!–"

"મહારાજ? નહીં–!–ત્હમે હવે સચેત બનો!–નહીંતર પ્રધાનગીરી પર પાણી ફરી વળશે! હં–બારૂ, આ તાડપત્રમાં શું છે?"

"તાડપત્રમાં-તાડપત્ર–પત્રમાં–"

"પત્ર–પત્ર શું કરો છો?"–"

"મહારાજ! મ્હારી અવસ્થા તરફ તો–"

"અવસ્થા અને અનુભવ તરફ તો નજર કરીને પ્રધાનગીરી સોંપી છે—સામ્રાજ્યલક્ષ્મીને હાનિ પ્હોંચાડનારા–માથું ઉંચકનારા માતેલા સાંઢોને નાથી દ્યો-પ્રેમ એ પ્રજાપાલનનું શસ્ત્ર છે–અને પ્રજા કુપ્રજા–નફ્ફટ બની સામ્રાજ્ય સ્હામે માથું ઉંચકે—ત્યારે ત્હેને કચડી નાંખવાનું–સીધી કરવાનું સાધન, શસ્ત્ર-અસ્ત્ર ત્રાસ છે!"

જીવનમાં–પ્રધાનગીરીના ગાળામાં–અરૂણદત્તે શકરાજને આજે પ્હેલીજવાર ત્રાસતરસ્યા ક્ષત્રિય તરીકે નિહાળ્યો-વિલાસી છતાં વિચ-

ક્ષણ અને મુત્સદ્દી અરૂણદત્તને સ્હામેની બારીના અન્તરિક્ષમાં નામના જ પરમભટ્ટાર્ક શકાદિત્યની સત્તાનો કોળિયો કરી જવા—હાથમાં કાલદણ્ડ લેઇ ઉભેલો શંકર-ગણ-પતિ ભૈરવ જણાયો અને ત્હેને જરાક અડબડિયું આવ્યું-પણ કાયાને સ્થિર કરી સંભાળી લીધી.

"શકમણિ !-"

'ઉંહુ-શકમણિ અમે નહીં-શકમણિ તો તક્ષશિલામાં બેઠો છે-હં-તાડપત્ર શું કહે છે ?-સન્દેશો કહેવામાં આટલી વાર શી ?"

તક્ષશિલા નામ શકરાજના મુખમાંથી બ્હાર સરતાં જ અરૂણદત્તના પેટમાં કકડતું તેલ રેડાયું ! કારણ—

"સન્દેશો પણ તક્ષશિલાનો-"

"શું તક્ષશિલામાં કંઈ અનિષ્ટ બનાવ બન્યો છે ?-"

"જી—મહાક્ષત્રપ—મહાકુમારને-"

સર્વ હિંમત ભેગી કરી ઝપઝપ અરૂણદત્ત તાડપત્રનો સન્દેશો વાંચવા મંડયો,-

"આ સન્દેશાથી અમો શકસત્તાના કર્તાહર્તાને ખબર આપીએ છીએ કે—"

સન્દેશો વંચાઈ રહ્યો છે એટલામાં બે દૂતોએ કક્ષમાં પ્રવેશ કર્યો અને સામરિક અભિવાદન કર્યું. શકરાજની ત્હેમના તરફ નજર ખેંચાઇ.

"કયાંથી આવો છો ?"

પ્રધાન વચમાંજ બોલી ઉઠયો "ગુપ્તચર; ખાતાંના દૂતો છે !-"

બોલતા અરૂણદત્તને વચમાંથીજ કાપી નાંખી શકરાજે જરાક ઝાંસિયું-છાસિયું કરી કહ્યું, "ત્હમે ન બોલો !-હું ત્હમને નથી પૂછતો !—એમનેજ કહેવા દો !"

"અમો દૂતો છીએ !—"

"એ તો જાણ્યું—પછી ?"

"પંડિતપુરીમાં—"

"પંડિતપુરી કયી ?" શકરાજે અરૂણદત્ત તરફ જોયું.

"મહારાજ ! બ્રામણાઓએ એમની વિદ્વત્તાનું પ્રદર્શન કરાવવા એ નામ રાખ્યું છે-બાકી તો આખું પાટલીનગર એને કંગાલપુરી કહે છે—"

"હં—પછી !—"

"પંડિતપુરી –"

"પંડિતપુરી નહીં—કંગાલપુરી કહે !-રાજદ્રોહી પંડિતોને પંડિત કહેવા કરતાં કંગાલ કહેવા વધારે ઠીક છે–હં-"

"કંગાલપુરીમાં બ્રાહ્મણો યજ્ઞ કરે છે—"

"અરૂણદત્ત ! અમારા રાજ્યમાં યજ્ઞની મનાઈ ન્હોતી કરી ?"

"કરી'તી મ્હેંજ ઢંઢેરો પિટાવ્યો'તો કે-"

"કે કરી વાત નકામી લંબાવો ના !-પણ તો પછી આ બ્રાહ્મણો યજ્ઞ કરેજ કેવી રીતે ?"

"મહારાજ !-"

"નહીં કશું નહીં !—એમના ફરેલા મગઝને દંડુકિયોના મારથી ઠેકાણે લાવો-આવી અવ્યવસ્થા અમે નહીં ચલાવી શકીએ-હાં-પછી ?"

દૂતે બોલવા માંડયું.

"પ્રધાનજીના દીકરા કાલિદત્તજી અને પરમેશ્વર કવિ એમને યજ્ઞ ન કરવાનું અને બન્ધ કરવાનું કહેવા ગયા–પણ હઠે ચ્હડેલા એટલે માનેજ શેના ?—એમણે તો ઉશ્કેરાઈ જઈ–મારી મારી કાલિદત્તજી તથા પરમેશ્વર કવિનો ભોરકૂટો કરી નાંખ્યો !"

શકરાજની નઝર હિમગિરિ ઉપર પડી,—

"હિમગિરિ ! ત્હમે ઉઠો—સો બસો ઘોડેસ્વારો લેઇ ત્યાં પ્હોંચી જાવ–અને અમારી ત્હમને કુલ સત્તા છે—ત્હમને જરૂર જણાય તે માર્ગ લેજો–જાવ, જલ્દી જાવ !"

'આ ચાલ્યો મહારાજ !-" કહી સામરિક અભિવાદન કરી હિમગિરિએ વિદાય લીધી.

---

# પ્રકરણ ૧૯ મું.



## તક્ષશિલા અને મહાકુમાર.



—**અ**ને બીજા દૂત તરફ નઝર કરી મહારાજે પૂછ્યું, "તું શું ખબર લાવ્યો છે?"

"ચન્દ્રગુપ્તનો પત્તો નથી!"

"અમે કહિયે છીએ હજુ એ ગયો નથી!—તકેદારી રાખજો—બળવાખોરનું બીજ છે!–મળે તો જીવતો પકડજો–એના બાપનું માથું પડાવી લેજો–વારૂ, જાવ—"

સામરિક અભિવાદન કરી દૂતો ગયા—અને શકરાજે પ્રધાન તથા તાડપત્ર પર પાછી આંખ ફેરવીને પૂછ્યું,—

"વારૂ,–તાડપત્રનો સન્દેશો જલ્દી કહો!—"

'મહારાજ! તાડપત્રમાં મહાક્ષત્રપ–રાજકુમારને ધમકી આપી છે—"

"કે—"

"જો તક્ષશિલાની આજૂબાજૂની દુષ્કાળથી પીડાતી ખેડૂતપ્રજાને રાજખંડ માફ નહીં કરવામાં આવે તો ત્હેનું પરિણામ વિપરીત આવશે—'

"એટલે ?—"

'એટલે-એટલે એટ-લે બ-બળવો કરશે ખેડૂતો-પણ—"

આગળ બોલ !! પ્રધાનને વચમાંજ ખાળી શકરાજે કહ્યું

"અરૂણદત્ત! પણ-બણ રહેવા દો!—વારૂ. અને આ ધમકી આપનાર મુવો છે કોણ ?"

"પે—પેલો ધર્મસંઘ !"

"હં-ધર્મસંઘ આવું કામ કરે છે ?"

'મહારાજ! નામ ધર્મસંઘ અને કામ સીધી ને સરળ ચાલતી રાજસત્તામાં ભોળી પ્રજાને ઉશ્કેરી બખેડા, ટંટા, ફિસાદ ને બળવા જગાડવાનું કરે છે !"

"એ સંતાનસંઘનું સ્થાન ક્યાં આવ્યું ?"

"તે શોધવાનો પ્રયાસ દશ વર્ષથી ચાલે છે-ગંગાને સ્હામે કાંઠે છે-પણ સ્થાનનો પત્તો નથી !"

'હં-ત્હમે નમાલાઓ હજુ ત્હેનો પત્તો નથી મેળવી શક્યા ?—" શકરાજ ફરી ખિજવાઇ ગયો.

—પણ એટલામાં પ્રધાનનીજ જાણે બ્હારે ન સ્હદતો હોય તેમ એક દૂતે પ્રવેશ કર્યો—મહારાજને સામરિક અભિવાદન કર્યું-અને કમ્મરની ભેટમાંથી એક વાંસની ભૂંગળી કાઢી—મહારાજના સમક્ષ પડેલા બાજઠ ઉપર મૂકી દીધી—શકરાજે ત્હેના તરફ જોયું અને પૂછ્યું,

"ક્યાંથી આવે છે ?"

'તક્ષશિલાથી મહારાજ !"

'તક્ષશિલાની આજૂબાજૂ પરિસ્થિતિ કેવી છે ?"

"મહારાજ! હું મહાક્ષત્રપનો સન્દેશો લેઇ નીકળ્યો ત્યારે સન્તોષજનક ન હતી અને—"

'અને શું ?—જલ્દી કહે !"

"તક્ષશિલામાંજ બળવો ફાટી નીકળ્યો છે—મહાકુમારે પાઠવેલા સન્દેશામાં સવિસ્તર બીનાનું બ્યાન કરેલું છે મહારાજ !" આટલું બોલી સન્દેશવાહક દૂત અદબવાળી શાન્તિથી ઉભો.

શકરાજે ભવાં સંકુચિત કરી પ્રધાન તરફ જોયું અને સત્તાવાહી અવાજે આજ્ઞા કરી

"અરૂણદત્ત !—"

મહારાજે પ્રધાનને સંબોધન કર્યું તે પળે તે વળી કોઇક ગહન વિચારવમળમાં દૂર દૂર ખેંચાઇ રહ્યો હતો–તે સહસા નિદ્રામાંથી સફાળો જાગતો હોય તેમ ચોંક્યો અને સહસા અતિવિનય અને આર્દ્રતાભરી-દયામણું સ્મિત કરતી આંખો-શકરાજ તરફ ફેરવી હાથ જોડી બોલ્યો,—

"મહારાજ !—"

"અરે, ખરે અણીને અવસરે ત્હમારૂં મર્કટ મન કયાં રખડવા નીસરી પડે છે તે અમને નથી સ્હમજાતું ?"

"હું પણ એજ વિચાર કરી રહ્યો હતો !"

"શું વિચાર ?"

"તક્ષશિલાના આજૂબાજૂના પ્રદેશ વિષે શી વ્યવસ્થા કરવી તે બાબતનો—"

"અરે, તલ તક્ષશિલામાંજ બળવો થયો છે એમ આ દૂત કહે છે-ત્હમે હવે ચિત્તભ્રમ ન બનો !-વૃદ્ધાવસ્થાથી ભાંગી ગયેલી કમ્મર ઉપર પણ હું ત્હમને તલ્વાર બંધાવીશ !–ત્યારેજ ત્હમારી સેવા સંપૂર્ણ થઇ ગણાશે-સ્હમજ્યા ?-શું સ્હમજ્યા ?—"

"તલ્વાર બંધાવીશ—"

"બંધાવીશ શું ?-કહો કે બાંધીશ !"

"બાંધીશ-બાંધીશ-મહારાજ !–અને અણીને અવસરે ...તાવીશ

કે અરૂણદત્ત પણ માથું આપી સામ્રાજ્યની સેવા કરી શકે છે !"

'વારૂ, નાલિકા ખોલો ને સન્દેશો વાંચો !"

પ્રધાને આજ્ઞા થતાં ઝટ બાજઠ પર પડેલી વાંસની નળી ઉઠાવી લીધી ખોલી અને તેમાંથી સન્દેશો પાઠવતું તાડપત્ર બ્હાર કાઢયું-અક્ષરો પર ઝડપથી તે આંખ ફેરવી ગયો—અન્દરના સન્દેશાના શબ્દો વાંચી ત્હેનાં ગાત્રો શિથિલ થઇ ગયાં-અત્યારે ઘડીવડી ખોવાઇ જવાને બેઠેલાં સાન-ભાનનો સહજ ચમકારો થતાંજ તે પાછો સ્વસ્થ બની ગયો-અને જરાક અવસ્થાને અંગે-છાતીની કમજોરીને લીધે ગળામાં બાઝતી કફની ખખરી-ખૂંખારી-ગળું સાફ કરી બોલ્યો,

'મહારાજ ! સન્દેશામાં કુમાર મહાક્ષત્રપ લખે છે કે તક્ષશિલામાં-તક્ષશિલા વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓએ તક્ષશિલાની પ્રજાને ઉશ્કેરી મ્હોટો બળવો જગાડયો છે-તે ઉપરાન્ત એ રાજદ્રોહી જુવાનોએ તક્ષશિલાની આજૂબાજૂ-અસિકાની, ચન્દ્રભાગા, વિતસ્તા, ઐરાવતી, વિપાશા અને શતદ્રૂને કાંઠે વસતી પ્રજાને પણ ઉશ્કેરી છે-પ્રજાએ બળવો કર્યો છે-બળવામાં વધારે સંખ્યામાં ભાગ લેનારા ખેડૂતો અને ગુલામો છે-મ્હને બરોબર ખબર નથી પણ લોકવાયકા કહે છે કે ઉશ્કેરાયલી પ્રજાએ રાજ્યની માલિકીનાં ઘણાં મકાનોને આગ લગાડી છે-અને સાંભળવા પ્રમાણે ત્યાંના વિષયપતિ શકસેનનો શિરચ્છેદ કર્યો છે !—"

"જોયું ને અરૂણદત્ત ?—"

"શું મહારાજ ?—"

'શકસેન બોડકાની દશા ? અમે ના કહેતા'તા કે સત્તાનું સૂકાન ચલાવવામાં બોડકાઓએ માથું ન મારવું જોઇએ-પણ એ તો ધર્મ-પ્રચારની ઘેલછા એને ત્યાં ખેંચી ગઇ !"

"અને મહારાજ ! એવીજ એક બીજી વ્યકિત પાટલીપુત્રમાં

પોતાની સત્તાની સોટી ચલાવી રહી છે!"

'પાટલીપુત્રમાં કોણ છે વળી એવો-સત્તાની ઉપરવટ જનાર ?—"

"બુદ્ધમન્દિર મહારાજે જોયું હશે ?"

"જોયું-બુદ્ધજયન્તી નિમિત્તે દર્શનાર્થે ગયા હતા! પાટલીપુત્રના ઉત્તર સીમાડે આવ્યું છે!"

"બરોબર-એજ-એજ-ત્યાંથી બે કોશ દૂર કપોતિક સંઘારામ આવેલ છે-ત્હેના મહાસંઘસ્થવિર બુદ્ધઘોષ—"

"અરૂણદત્ત! આજે આખા પાટલીપુત્રમાં તો શું પણ સારાય મગધમાં એના સરખો સાધુપુરુષ મળવો મુશ્કેલ છે!"

વિચક્ષણ અરૂણદત્તે જોયું કે જેને માટે પોતે બસાતું બોલવાની તૈયારી કરી રહ્યો છે ત્હેને માટે તો મહારાજને હૈડે અસીમ માન અને સદ્‌ભાવ વસી રહ્યાં છે-ત્હેણે વાત ફેરવી-

"મહારાજનું કહેવું યથાયોગ્યજ છે!-પરન્તુ ધર્માચાર્યો વા તો ધર્મ તરફના અટલ અનુરાગી યોગીપુરુષોએ રાજનીતિમાં માથું નજ મારવું જોઇએ!"

"એમ કેમ ?"

'મહારાજ!—નથી તો તેઓ ધર્મને ધારી કે ઉદ્ધારી શકતા—નથી તો તેઓ રાજસત્તા સંરક્ષી વા યોગ્ય માર્ગે દોરી શકતા—અને એવા માણસોને મહાધર્માધ્યક્ષ-પ્રધાન ન્યાયાધીશનું કર્તવ્ય સોંપવામાં આવે તો ત્હેનું શું શુભ પરિણામ આવે?-બુદ્ધધર્માવલમ્બીને પૂરો ન્યાય અને જાણે કે-અન્યધર્માવલમ્બીને અધૂરો-કહો ને કે નહીંજ જેવો ન્યાય મળે!-પછી મહારાજ! પ્રજામાં અસન્તોષ ફેલાય નહીં તો બીજું થાય પણ શું ?"

"મહાધર્માધ્યક્ષ સંઘસ્થવિર બુદ્ધઘોષને ઉદ્દેશી આ બધું પ્રવચન કરો છો ?"

'હા-મહારાજ! આ તો વાતમાંથી વાત યાદ આવતાં બોલાઇ જવાયું-પણ આપ રાજાધિરાજ જાણો છો કે અત્યારસુધી અરૂણદત્તે સત્યનાજ પલ્લાંમાં પગલું માંડયું છે!"

"કે' એમની વિરૂદ્ધનું પ્રમાણપત્ર આપી શકો છો? અમને મ્હોંઢાની લબાડ વાતો માન્ય કરી લેવાનો શોખ નથી એ ત્હમે બરો-બર જાણતા હો એમ નથી લાગતું?"

"ઠીક મહારાજ!-પ્રમાણપત્ર આપું!"

"જુઓ સંઘસ્થવિરની સ્હામે બાથ ભીડો છો એ ભૂલી ન જશો!"

'મ્હારે કયાં સંઘસ્થવિરનું સિંહાસન છીનવી લેવું છે કે હું ડરૂં મહારાજ!-કંગાલપુરીના બ્રાહ્મણોએ મહારાજના ઢંઢેરાની આજ્ઞા ઉપરાન્ત જઈ આ યજ્ઞ કર્યો અને રાંખાણ મચાવ્યું ત્હેનો ભેદ જાણો છો મહારાજ?"

"રાજદ્રોહીનાં બધાંય કામો ભેદ ભરેલાંજ હોય છે! એમાં નવું શું કહ્યું!—"

"નવું એ કે કપોતિક સંઘારામના કેટલાક સાધુઓએ મહીના ઉપર-બુધ્ધમન્દિર આગળ આવેલા અશોકચોકની પાછળના તળાવ ઉપર એક ન્હાનું ધીંગાણું મચાવ્યું હતું—જેનો મનમાનીતો ધાર્મિક પક્ષપાતવાળો ન્યાય મહાધર્માચાર્યે કરી લીધો-તે દિવસના પાટલી-પુત્રના બ્રાહ્મણો ધૂંધવાયલા ડૂંગવાયલા રહે છે—અને અવસર પ્રાપ્ત થતાં—બુધ્ધસાધુઓની લાગણી દુખાય એવું એકાદું ધર્મવિરોધી કાર્ય ઉપાડવા તત્પર થઈ રહ્યા હતા—અને તેથી આ યજ્ઞ માંડયો—જેથી બુધ્ધસાધુઓ ત્હેમાં ભંગ પાડવા ઉશ્કેરાય તો સ્હામસ્હામી બથ્થં-બથ્થી ખેલી લેવાય—જૂનું વેર પણ વાળી લેવાય!"

"તળાવ ઉપર બુદ્ધસાધુઓએ શું કર્યું'તું તે તો ત્હમે કહ્યું

જ ના !"

"તળાવ ઉપર ન્હાવા ગયેલા બ્રાહ્મણોની બુદ્ધસાધુઓએ જનોઇઓ તોડી નાંખી હતી અને વધુમાં જરા ખોખરા પણ કર્યા હતા !"

"અરૂણદત્ત અમે અમારા રાજ્યમાં બુદ્ધઘોષને બ્રાહ્મણોની જનોઇ તોડી નાંખી-તેમનું આવી દુષ્ટ રીતે પીડન કરવાનો અધિકાર ક્યારેય નથી આપ્યો ! અને-શું આ વાત સાચી છે ?"

"વાતો બનાવવી તે પાટલીપુત્રના પ્રધાનનું કામ નથી—અને તે પણ મહારાજ સમક્ષ !—"

"અરૂણદત્ત ! આજે અમને ઘણેજ લાંબે-ગાળે સમજાય છે કે પ્રેમથી પ્રજાપાલન કરવાના ધર્મ સિવાયના બીજા એકેય ધર્મને પ્રાધાન્ય આપવું એ રાજાને માટે ભયકારક છે !—ત્યારે, એ તન્ત્ર બદલવા-મહાધર્માધ્યક્ષની પદવી બીજી વ્યક્તિને સોંપવા તુરત પગલાં લેવાની જરૂર છે !"

"હં—સન્દેશો વાંચી લેઇએ મહારાજ !"

"—વાંચો !'

'—શકસેનનો શિરચ્છેદ કર્યો છે—વધુમાં જેજાક ભુકિત, કૌશામ્બી અને તીરભુકિતના સત્તાસંચાલકોએ ચમ્બલને કિનારે એક કાળી રાત્રે સન્ધિપત્ર ઉપર સ્વહસ્તાક્ષરો આપ્યા છે—એ સન્ધિપત્રના કરારથી તેઓ સંકટ સમયે એકમેકને સહાય કરવાને બંધાઇ ચૂકયા છે—તે ઉપરાન્ત આપણી શકસત્તામાંથી હમણાંજ સ્વતન્ત્ર થઇ ચૂકેલા પુરુષપુર તથા ગાન્ધારને પણ પક્ષમાં લેવાનો કુટિલ પ્રયાસ થઇ રહ્યો છે-સ્થાણ્વીશ્વર તથા પ્રતિષ્ઠાનને પણ ફોસલાવવામાં આવ્યાં છે-તથા બંગ-વંગ અને કામરૂપને લાલચમાં નાંખવાને દૂત પાડવવા માં આવ્યા છે-ટુંકમાં તક્ષશિલા અર્થાત્ ઇન્દ્રપ્રસ્થ સુધીનો સમગ્ર પ્રદેશ બળવાના અગ્નિની જ્વાળાઓથી ભભુકી ઉઠ્યો છે અમારી

પાસે જેટલું સૈન્ય હતું ત્હેના ન્હાના ન્હાના વિભાગો કરી હાલમાં તો ત્હેને યથાશક્ય સ્થળોએ પાઠવી દેવામાં આવ્યું છે–છતાં પણ અમારી એ ન્હાનકડી વ્યૂહરચના બળવો સમાવવામાં સફળ નિવડશે કે કેમ ત્હેની અમને તો શંકાજ રહ્યા કરે છે–કારણ એકલા તક્ષશિલાનગરના રક્ષણ જેટલું સૈન્ય હતું ત્હેના નિરૂપાયે અમારે–ઉભી થયેલી કફોડી સ્થિતિને પ્હોંચી વળવાનો નિષ્ફળ પ્રયાસ કરવાને–ન્હાના ન્હાના નિર્બળ ભાગલા કરી નાંખવા પડયા છે!–અમારી અન્તિમ અભ્યર્થના એ છે કે જેમ બને તેમ જલ્દી કોઈક કુશળ સેનાપતિની સરદારી નીચે નવીન સૈન્ય પાઠવવા કૃપા કરશો–જો એમ થશે તોજ વિફરેલી બળવાખોર પ્રજાને દાબી શકાશે. પાટલીપુત્રના સંરક્ષણનો ભાર અરૂણદત્તજીની પાસેજ રાખશો–એમને ત્યાંથી ગમે તેવી સ્થિતિ ઉભી થાય તો પણ ન ખસેડવા એમાંજ રાજનીતિનું નૈપુણ્ય સમાયલું છે—એમનો અનુભવ પાટલીપુત્રમાં બેઠે બેઠે ધારે તો આખા ભારતવર્ષનાં મ્હોરાંને ફેરવી શકે કે મારી શકે એવો વિશાળ અને પાકટ છે! મથુરા, માળવા અને સૌરાષ્ટ્રના એ ક્ષત્રપોને (સુબાઓ) સાચવવા જેવા છે.

હું છું—
પરમસૌગત મહારાજાધિરાજ
શકકુલાવતંસ શકાદિત્યનો
સદાસર્વદા આજ્ઞાંકિત મહાક્ષત્રપ
(સ્વહસ્તાક્ષર)–મહાકુમાર સુનિષ્ઠ.

તક્ષશિલાના સુબા–"પ્રાન્તપ્રતિનિધિ"નો તાડપત્ર પત્રનો સન્દેશો પૂર્ણ થતાંજ અરૂણદત્તે એક ઉન્ડો નિઃશ્વાસ મૂકયો.

—અને સહસા હિમગિરિએ બેચાર બન્દી બનાવેલાં માણુસો સાથે રાજભવનના કક્ષમાં પ્રવેશ કર્યો શકરાજને સામરિક અભિવાદન કર્યું—

"મહારાજ ! ગુન્હેગારોને જોર કરી પકડી આણ્યાં છે !"

"પણ આ યુવતીઓને કેમ લાવ્યો છે ?"

"યુવતી કહો છો એ ઠીક છે પણ—"

"પણ શું ?–આવાં કોમળ શરીરો ઉપર આવાં કઠોર બન્ધનો ન હોય !–એમને બન્ધનમાંથી જલ્દી મુક્ત કરો !–બહાદૂરી બતાવવાનું બીજું સ્થાન ન મળ્યું કે સ્ત્રીઓ સાથે સંગ્રામ ખેલી આવ્યા ?– એમને તરત છૂટી કરો–જલ્દી કરો !—જલ્દી કરો !"

હિમગિરિએ જોયું કે સેવા કરી મેવા પામવા જતાં પોતે મૂર્ખ બન્યો છે–ત્હેણે બન્દીવાન બનાવી આણેલી સર્વ યુવતીઓનાં હાથની કોણીની ઉપરના ભાગ પર બાંધેલાં રજ્જુનાં બન્ધનો છોડવાને ઢીલાં કરતાં કરતાં કહ્યું,

"મહારાજ ! વધુ બોલાય તો ક્ષમા કરજો–પરન્તુ હજુ મહારાજ પાટલીપુત્રની બ્રાહ્મણ કન્યાઓને નથી પિછાનતા !–આ સર્વેએ શો ગુન્હો કર્યો છે તે આપ ક્યાં જાણો છો !–"

"શો ગુન્હો કર્યો છે ?"

"જે સમયે પતંજલિચોકમાં યજ્ઞ બન્ધ કરાવવાને સૈનિકોની અને બ્રાહ્મણોની હૂંસાતૂંસી ચાલતી હતી તે સમયે આ બન્ડખોર યુવતીઓ આપણા ગંગાકિનારે આવેલા "યોદ્ધાગાર"માં આગ લગાડવાનો પ્રયાસ કરી હતી–એ તો સજાગસેન હોય નહીં અને આ યુવતીઓ પકડાય નહીં !"

"યોધ્ધાગારમાં આગ–?–અને આ છોકરીઓ–?" શકરાજે આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

પ્રધાનના આસન તરફ ઉભેલી એક યુવતી બોલી ઉઠી—જેની આંખમાંથી આતશના તણખા ઝરતા હતા !

"યોદ્ધાગારમાં તો શું પણ હવે હમે તો આ શયતાનિયત અને હેવાનિયત ભરેલા શકસત્તાનાં હાડપિંજરને સળગાવી મૂકવાનો દૃઢ નિશ્ચય કર્યો છે–પાણી મૂકી પ્રતિજ્ઞા લીધી છે !"

યુવતીનો ઉધ્ધત જવાબ સાંભળી શકરાજની આંખો વધુ વિસ્ફારિત બની–તે લાલચોળ ફાટી આંખે અને ઘોઘરે જૂલ્માટભર્યા અવાજે એક રાડ પાડી બોલી ઉઠયો,

"બસ !–બન્ધ કર ત્હારી નફ્ફટ વાણી !"—ત્હેણે અરૂણુદત્ત તરફ નઝર ફેરવી અને કચવાટથી પૂછ્યું, "આ કોની છે નિર્લજ્જ દીકરીઓ ?"

"સારાય ભારતવર્ષમાં જે પ્રખ્યાત છે–તે પંડિત–સર્વશાસ્ત્રવિશારદ નિર્ભયાત્માનન્દના દીકરા વિદ્યાવારિધિ ચારુચન્દ્રની આ દીકરી છે–અને–અને–હું ભૂલતો ન હોઉં તો એનું નામ શુક્રતારા છે !–અને—"

પ્રધાનના પ્રવચનમાં યુવતીએ વચ્ચેજ ભંગાણુ પાડીને કોયલ જેવા મીઠા છતાં ઠસ્સાદાર અવાજે કહ્યું, "અને–અને કરી–માનેદીકરી–ન બનાવો !—શુક્રતારા તો મ્હારી માનું નામ છે વાગીશ્વરી કહેવાય છે–જે સંગીતેશ્વરીનું ગાયન તથા વીણાવાદન શ્રવણ કરવા દેશ-વિદેશના સંગીતાચાર્યો દોડયા આવે છે–તે મૂર્તિમન્ત સંગીતેશ્વરી શુક્રતારાની હું તો દીકરી થાઉં–મ્હારૂં નામ છે હાસ્યમતી !"

પ્રધાને ડોકું ધૂણાવતાં ધૂણાવતાં કહ્યું, "વારૂ, વારૂ–જાણ્યું ત્હારૂં ડહાપણ !–જીભ બહુ લાંબી ન કરીશ નહીંતર કપાવી નાંખવી પડશે–અને આ ત્હારી સખિયો કોણ છે ?"

"તે મ્હને શું પૂછો છો ?"

"કેમ, ત્હને જવાબ આપતાં ભાર પ્હોંચે છે ?"

"ભાર તો ત્હમને લાગશે મ્હારો ભારે જવાબ સાંભળી !–એ મન્ત્રદત્તના દીકરાની દીકરી છે સોમલતા !–એ પણ જૂલ્મી શકસત્તાનો કાલ છે !"

પ્રધાન જવાબ સાંભળી એવો તો ચ્હીડાઈ ગયો કે ત્હેણે હાસ્યમતીના બોલને ચાળા પાડી ચીડ્યા, "—શકસત્તાનો કાલ છે–!–ચિબાવળી !—"

"તું ચિબાવળો !—" કહી યુવતી સહસા સળગી ઉઠી—અને વીરરસનું નાટક જોવામાં તલ્લીન બનેલા—જરાક એ ધ્યાન જેવા—બાજૂમાંજ ઉભેલા હિમગિરિના કમરપટામાંથી તલ્વાર ખેંચવા—ત્હેણે મ્યાનની બ્હાર જણાતી તલ્વારની મૂઠ પર હાથ નાંખ્યો—અને અડધી બ્હાર ખેંચી પણ ખરી—પણ એટલામાં તો હિમગિરિએ સચેત બની ત્હેનું કાંડું જોરથી ઝડપી લીધું—

—એટલામાં એક નવયુવકે રાડ પાડતાં ત્વરિત ગતિએ ઓરડામાં પ્રવેશ કર્યો,

"ક્યાં છે એ કમજાત—પાટલીપુત્રની કુલનારીઓની કનડગત કરનાર કનિષ્ક—કલંક ? અને ક્યાં છે પેલો કનિષ્કકતારની વારાંગનાઓમાં કૂતરાની જેમ રખડનાર પાટલીપુત્રનો પિશાચમણિ ?" હાસ્યમતીના પિતાએ કક્ષમાં ગર્જન સાથે પ્રવેશ કર્યો.

જોમમાં અને જોસમાં આવતા નવજુવાનની દષ્ટિ—હોતી નીરખતી મહારાજના મહાલયના ઠાઠમાઠ કે વૈભવી ઘાટને—પણ તે તો સમડીની સોંસરી નઝરે ઢૂંઢતી'તી એ બ્રાહ્મણશત્રુઓને !—શકરાજને સ્હામા સિંહાસને જોતાંજ તે ત્હેનેજ અનુલક્ષી તલ્વાર ઉગામી ઘા કરવા દોડતો આગળ ધસ્યો—પણ પ્રસંગોથી સાવધ બની જઈ—સ્થાનચાપલ્ય ધારણ કરી બાજૂમાંજ ઉભેલા હિમગિરિએ શસ્ત્રકૌશલ્યથી પોતાના હાથમાંની તલ્વારથી—આવતી તલ્વારને રોકવાને એક એવો તો જોરદાર ઘા કર્યો કે યુવકની મુઠ્ઠીમાં પકડેલી તલ્વાર તૂટી—છટકી જઈ મહાલયની બારીની બ્હારના ગંગાના વહેતા જલમાં પડી વિલીન બની ગઈ !

અને બીજીજ પળે આઠ દશ શસ્ત્રધારી સૈનિકોએ કક્ષમાં ધસી આવી વિફરેલા યુવકને તથા યુવતીઓને બન્દીવાન બનાવી લીધાં !



# પ્રકરણ ૨૦ મું.

## દામિની અને મેઘ.

:—અને રાજા શકાદિત્ય તથા પ્રધાન અરૂણદત્તે સહજ શાન્તિનો નિઃશ્વાસ મૂકયો !

સુગન્ધી દ્રવ્યમિશ્રિત અત્તરના દીવાઓ—મહાલયમાં કયારનાય પ્રકટી ગયા'તા—જેનો સૌગન્ધયુક્ત ધૂમાડો કક્ષમાં સાપોળિયાંની માફક ઘૂમી આખા વાતાવરણને મોહનિશાની સખિ મોહનિદ્રાની સુરખીથી મોહક બનાવતો હતો.

સાપોળિયાની ગતિએ ભ્રમણ કરતા ધૂમાડાને ઝીણી આંખે ન્યાળતાં ન્યાળતાં અરૂણદત્તને કૈંક વિચાર સ્ફૂર્યો અને ત્હેણે ઘડીકવારને માટે શાન્ત બની ગયેલા વાતાવરણમાં પ્રશ્નની એક કાંકરી નાંખી—વાર્તાલાપના-સંગીતકારની તાનો જેવાં ક્રમાનુક્રમે વિસ્તરતાં કુંડાળાં પેદા કર્યાં.

'મહારાજ ! વિશ્વગુપ્તને માટે એક બે વાતો કહેવાની ઇચ્છા થઇ આવી છે !—જો, મહારાજની માનસિક અવસ્થા સ્વસ્થ હોય તો કહું ?''

"તક્ષશિલાના બળવાની વ્યવસ્થાની પ્હેલી વાત—બીજી વાતો પછી !''

"હું એજ વાત કહું છું કે ન્હાસીછૂટી એ તક્ષશિલાના બળવામાં સાથ ન આપે !"

"કોણ ?–કોની વાત કરો છો તમો ?"

"વિફરેલા વિશ્વગુપ્તની."

"તે ?—"

"પાટલીપુત્ર છોડી ન્હાસી જાય તો ભારે થઇ પડશે !"

"એની એજ વાત પાછી લાવ્યા ?—ના કહ્યું જે ન્હાસી ન જવો જોઇએ ! ન્હાસી જાય તે પ્હેલાં એને જીવતો બન્ધખારણે સળગાવી મૂકો !–એવા રાજદ્રોહીની જે વલેહ કરવી હોય તે કરજો–પણ યાદ રાખજો–જીવતો ભાગી તો ન જ જાય !"

"એવા તે શા ગજ ઘાલ્યા છે એના માથામાં કે એ જીવતો ન્હાસી જાય ?"

"અમને પણ એજ ભય છે !–જો હાથ ઘસતાં ન થાવ ! વારૂ, મહાકુમારની મદદે કોને રવાના કરશો ?"

"એનો હું એકલોજ નિર્ણય કરૂં તે કરતાં તો આજે રાત્રે પંચમ શાસનપંચાયતના સદસ્યોને ભેગા કરિયે તો ઠીક પડશે !"

"એમાં પંચાયત બોલાવવાની શી જરૂર છે ?"

"પંચાયત તરફથી સૈન્યની આજની ઘડિયે અસ્તિત્વ ભોગવતી સાધન–સામગ્રીની તલાશ મળશે !–અને મહારાજને ખબર તો હશેજ કે નગર–સંરક્ષણ તથા સૈન્યની વ્યવસ્થા એ પંચમ શાસનપંચાયતનાજ હાથમાં છે !"

"વારૂ, એ પણ ઠીક છે–છતાં ત્હમારી નઝર કોના તરફ છે–છે–તક્ષશિલા સુધી આજુબાજૂનો હલ્લો વટાવી સહીસલાત પ્હોંચી શકે એવો કોણ છે ?"

"મહાસેનાધ્યક્ષ સજ્જગસેન–અને એ સીધો ચાલે–ફુટી ન જાય–

માટે એ બધાને માથે દૂતસ્વરૂપે હિમગિરિ." પ્રધાને મહારાજનું માપવાનો પ્રયાસ કર્યો !

"હિમગિરિમાં અમને વિશ્વાસ નથી !"

"તો—મહારાજની સમ્મતિ હોય તો મ્હારો દીકરો કાલિદત્ત જશે !"

"ઠીક છે—મહાકુમારનો બાલસખા છે એટલે એને હૈયે સુનિષ્કને માટે લાગણી વસે !"

"અને બીજું મહારાજ—" પ્રધાનજી કંઇક આગળ પ્રવચન કરે તે પ્હેલાં તો એક દેવદેવીના યુગલ સમા યુવક-યુવતીએ કક્ષમાં પ્રવેશ કર્યો અને અનુક્રમે શકરાજ તથા અરુણદત્તને શિરસા વન્દન કર્યાં તથા સુન્દર મનોહારી અભિનયથી બન્ને પ્રશ્નની રાહ જોતાં સ્વસ્થ ઉભાં !

ઘડી પ્હેલાંનાં સંકટોથી મુખકાન્તિ પર છવાયલી વિષાદછાયા ભૂંસી નાંખી શકાદિત્યે જરાક વધુ સ્વસ્થ બની સસ્મિત એક પ્રશ્ન પૂછયો,

"કોણ છો ?"

"મેઘ—"

"દામિની !"

અરુણદત્તે વાતને વધુ સ્પષ્ટ કરવા પ્રયાસ કર્યો,—

"મહારાજ પૂછે છે કે વ્યવસાય શું કરો છો ?"

"કનિષ્ક ચોકના રંગાલયના સંચાલક છીએ !" મેઘે ગામ્ભીર્ય-પૂર્ણ પ્રત્યુત્તર દીધો.

દામિનીએ દમકાર કર્યો,—

"પરમભટ્ટાર્ક ! પરમમાહેશ્વર ! આપને નિમન્ત્રણ આપવા આવ્યાં છીએ !" દામિનીના સુમધુર-મોહક કણ્ઠના નિનાદે શકરાજને વધુ

વાર્તાલાપ કરવા લોભાવ્યો–આકર્ષ્યો !

'અરૂણદત્ત ! કનિષ્કચોકનું રંગા—?"

"જી, કનિષ્કમહારાજ સંસ્થાપિત !"

"અહં–નાટયાગાર, નાટકશાળા !–આજે શાનું નાટય છે ત્યાં ?" દામિનીએ દમકારો કર્યો,—

"મહાભિનિષ્ક્રમણ."

"ઓહો—ભગવાનબુદ્ધ ફરી અવતરશે ?–પાટલીપુત્રના પ્રજાજનો પાવન પાવન થઈ જશે!" ઘડીભરને માટે સત્તાની આંધીથી વિરક્ત અને વિમુક્ત એવું શકાદિત્યનું બાલહૃદયજ ડોકિયું ન કરી ઉઠયું હોય એવો પ્રકૃતિને ભાસ થયો !

"અને વધુમાં પાટલીપુત્રના આજે સદ્ભાગ્ય તો એ કહેવાય કે મહાધર્માધ્યક્ષ–કપોતિક સંઘારામના મહાસ્થવિર–બુદ્ધઘોષ સ્વયં ભગવાનબુદ્ધના પ્રાતઃસ્મરણીય ચારિત્ર્યનો પાત્રાભિનય કરવા વચનબદ્ધ થયા છે !"

'ભગવાન બુધ્ધને અને સંઘસ્થવિર બુદ્ધઘોષને અમારાં હઝારો વન્દન છે !" પ્રત્યેક પળે ભાવોનું વ્હેણ બદલતું શકરાજનું મસ્તિષ્ક ભગવાનના પ્રભાવે અને પ્રભુત્વે નીચું ઢળ્યું–નમ્યું !

—અને તેજ ધન્યપળે ચતુર અભિનેત્રી દામિનીએ પોતાના હાથમાં લટકતી–સ્થુલ સુવર્ણસૂત્રનિર્મિત્ત કમનીય–કારુકાર્યવિશિષ્ટ કુસુમ–કરણ્ડમાંથી એક કુસુમમાળા બ્હાર કાઢી–મહારાજ શકાદિત્યની બુદ્ધપ્રભાવે નત બનેલી ડોકમાં આરોપી દીધી—

—અને મહારાજે સાનન્દાશ્ચર્ય નમાવેલી ગ્રીવા ઉંચી કરી એક મન્દસ્મિત કર્યું–જે સ્મિતની પશ્ચાદ્ભૂમિકા સ્નેહસંભ્રમથી ભરચક જણાતી હતી–અર્થાત્ પાટલિપતિની સ્મિતમંડિત આંખો–અભિનેત્રી દામિનીના તીવ્ર રૂપવારુણિનું છૂપી રીતે અનુપાન કરતી હોય એમ ઝીણવટથી જોનારને લાગતું હતું !

વિશ્વગુપ્તની પાલિતા પુત્રી ભગવતીને માટે પ્રધાનને ઉધડો લેનાર શકાદિત્ય—અણુવિદ્ધ રત્ન, અણસૂંઘ્યું સુમન અને અણચાખ્યા મધ જેવી મીઠી દામિનીની મદભરી રૂપવેલને પોતાના સાન્નિધ્યમાં જોતાંજ સાન અને ભાન ભૂલ્યો હતો !

—તીવ્ર તિરસ્કાર વિના વૈરાગ્ય સમ્ભવતોજ નથી !

વૈરાગ્યનો જીરવવો વસમો એવો વારુણિ પીનાર વિલાસના વારુણિને બહુધા અડતોજ નથી—

—અને વિલાસનો સાન-ભાનહારક સુરા પીનાર વૈરાગ્યના અનોખી પ્રકૃતિના મદિરા તરફ દૃષ્ટિપાતે કરી શકતો નથી !

વિલાસની અર્ધવાટે પહોંચેલા વિલાસીનો ક્વચિદ્ સંજોગવશાત્ ઉદ્ભવતો વૈરાગ્ય ખરેખર બહુધા શ્મશાનવૈરાગ્ય સમોજ હોય છે !

શકાદિત્ય મહારાજની પણ અત્યારે એવીજ ત્રિશંકુદશા થઇ છે.

મહારાજની આકુલવ્યાકુલ મદનવિદ્ધ અવસ્થાને ચતુર અરૂણદત્ત પામી ગયો હતો—

પકડાઈ ન જવાય અને કુશળ કલાકારને વધુ ઓજસ આપે તેવા ચાતુર્યથી મેધે દામિની તરફ એક તિરછી નઝર નાંખી—

—તથા સાનમાં કહ્યું—

—દામિની સમજી—

—ત્હેણે કનકનિર્મિત કુસુમકરણ્ડમાંથી ચાર પુષ્પગુમ્ફિત બાજૂબન્ધો કાઢયા—

—મહારાજના સ્નાયુબધ્ધ બાહુને તે બાંધવા—અને શોભાવવા ત્હેણે આગળ ડગલાં માંડયાં—

બીજા બે કુસુમ—બાજૂબન્ધો લેઇ મેધે પ્રધાનજીના હાથોને અલંકૃત કરવા આગળ પગલાં ભર્યાં.

પ્રધાને બાજૂબન્ધ બાંધનારને રોક્યો.

વિરોધ કર્યો અને સસ્મિત જરાય ખોટું કે ઓછું ન લાગે તેવી અતિવિનયભરી વાણીથી કહ્યું,

"ભાઇ! મેઘ!–ઘરડી ઘોડીને લાલ લગામ શી?–લોકો મશ્કરી કરે અમારા જેવા ઘરડાની!-માથે પળિયાં આવી ગયાં–સન્યસ્તનાં સૂચનો થઈ ગયાં–એ તો સ્હમજો કે મહારાજનાજ રોકયા રાજકાજમાં અમો રોકાઇ રહ્યા છીએ–બાકી ક્યારનાય ભગવાં ન ધર્યાં હોય!–ઉંહૂં!–મ્હને બાજૂબન્ધ ન બાંધશો–ઉંહૂં!" ધીટ પ્રધાનના અવરોધને મેઘ મહાત નજ કરી શકયો! ત્હેના બાજૂબન્ધો ત્હેના હાથમાંજ ઝોલ્લાં ખાતા રહ્યા!

—પણ ત્હેનો મેઘને શોચ ન્હોતો—

—કારણ દામિનીએ ત્હેનું કાર્ય પાર પાડયું હતું!

—અને હજુય દામિની મહારાજના હાથોએ બાજૂબન્ધ બાંધી રહી ન્હોતી—

—કારણ બે વખત છૂટી પડયા—

—બાજૂબન્ધ મહારાજના હાથો પર રહેવાને ના પાડતા હતા કે કોઇ હેતુપુરઃસર બાજુબન્ધ બાંધવામાં દામિની વાર લગાડતી હતી–ઢીલ કરતી હતી—

—તે ભેદ જાણે-ક્ષણજીવી તારામૈત્રક સાંધી રહેલાં મહારાજ અને ચતુર દામિની!

દામિનીના કોમળ હાથોની કોમળ આંગલિયોના સ્પર્શમાત્રે શકાદિત્યને આખે શરીરે કમ્પ વ્યાપી ગયો–અને ત્હેના કપાળ પર પરિસ્વેદનાં બિન્દુ બાઝી ગયાં—

કપાળે વળેલો પરસેવો લૂંછવા મહારાજે ખભા પરથી નીચે લટકતા ઝીણા ઉત્તરીયનો છેડો લેઈ હાથ ઉંચો કર્યો અને અનાયાસે–વિના પ્રયાસે ત્હેમનો તે હાથ–બાજુબન્ધ બાંધવા નીચી નમેલી

દાામિનીના ન્હાનકડાં સ્તન-કન્દુકોને અડી-અથડાઇ કપાળ તરફ ચાલ્યો ગયો !–દામિની હસી પડી !

બાજુબન્ધ બંધાઇ રહ્યા.

દામિની બોલી, "બસ, મહારાજ !–શકકુલાવતંસ શકાદિત્યને અમારાં વન્દન છે !"

—અને પાછલે પગે પગલાં માંડતી ત્હેની રાહ જોતા મેઘની પાસે જઈ ઉભી !

મહારાજે આનન્દઝરી આંખોએ અરૂણુદત્ત તરફ જોયું અને કહ્યું.

"અરૂણુદત્ત ! અમે તો રંગાલયમાં જઇશું !—" શકાદિત્ય પ્રધાનના મ્હોઢાં પર પથરાયલી સંકટની સમસ્યા સ્હમજ્યો હતો એટલે ત્હેણે ત્હેનું ખણ્ડન કરતાં આગળ કહ્યું, "અરૂણુદત્ત ! અમે આજની પરિસ્થિતિથી પૂર્ણ માહિતગાર છીએ–છતાં વ્યગ્ર મનને મનાવવાજ આજે અમોએ જીવનમાં પ્હેલીજ વાર આમ કનિષ્કચોકના રંગાલયનો આશ્રય લીધો છે–બાકી જેમ ત્હમારૂં મન તેમ અમારૂં મન પણ તક્ષશિલાની પ્રતિકૂલ બનતી જતી પરિસ્થિતિ તરફજ વળેલું છે !"

અરૂણુદત્તે એક પણ સારો કે નરસો શુકન બોલ્યા વગર મહારાજનું સર્વ સંભાષણ શાન્તચિત્તે શ્રવણ કરી લીધું !

—અને–"મહારાજ ! રંગાલયમાં પધારી અમોને ઉપકૃત કરજો ! —જય ભગવાન ! જય બુદ્ધ !" બોલી મેઘ-દામિનીએ પણ વિદાય લીધી.

---

## પ્રકરણ ૨૧ મું.

### પોતપોતાના કામમાં—

શકાદિત્યનો મહાલય છોડી દામિની-મેઘે રાજવાડો અને ચન્દ્રચોક માં થઇને કનિષ્કચોક તરફ રંગાલયમાં જવાનો માર્ગ લીધો.

બન્ને યુવકયુવતી વાતો કરતાં કરતાં ત્વરિત ગતિયે માર્ગ કાપતા હતા.

"દામિની ! પેલા પિશાચને જોયો ને હું તો હતાશજ થઇ ગયો !"

"મ્હનેય પ્હેલાં તો એમજ થયું જે મેઘદામિનીને ગર્જન-તર્જન કર્યા વિના જ્હોલે મ્હોઢેજ પાછા ફરવું પડશે !—પણ પછી તો-પછી તો—"

"પછી તો શું ?—"

"પછી શું વળી ?—મ્હેં બારીક નિરીક્ષણ કરી જોઈ લીધું કે એની આંખો આંધળી બની છે !"

"આંધળી ?—કોની ?—એની એટલે કોની ?"

"અરે, ભલા-ત્હમે તો મેઘ તે મેઘજ રહ્યા !—આટલુંય ન સ્હમજ્યા ? એની તે વળી પેલા રૂપભિખ્ખુ વરુની-વિલાસી શકાદિત્યની !"

"એમ "

"હજુ એમ પૂછો છો ?–અરે, એનું ચાલત તો મ્હને કોણ જાણે—"

"હા–એમ કહેને ત્યારે કે ત્હને જોતાંજ એ લટ્ટૂ બન્યો હતો !"

"લટ્ટૂ તે કેવો જેની વાત ન પૂછો ! બાજૂબન્ધ બાંધતાં બાંધતાં મ્હને એણે થકવી નાંખી !–હું બાંધું બાંધું ને હાલમડોલ કરે–સ્નાયુ-ઓ ફુલાવે–અને પાછો બાજૂબન્ધ સરી જાય !–વધુમાં એણે એક ચેષ્ટા તો એવી અધમ કરી છે જે હું કદિ પણ નહીં ભૂલી શકું !–હું એને બરોબર સ્હમજી !–પણ શું કરૂં–?–મેઘ !–મેઘ !–જો હું ભાન ભૂલું કે ગુસ્સો કરૂં તો આપણો રાષ્ટ્રસંગ્રામનો મહાયત્ને ભેગો કરેલો સરંજામ સળગી ઉઠે !–માતૃભૂમિની સ્વાતન્ત્ર્યસિદ્ધિને ખાતર આજે મ્હેં એ નરપિશાચના હાથે કરેલું અપવિત્ર ચેષ્ટાનું અપમાન પણ સહન કરી લીધું—"

"દામિની ! તું રડે છે ?"

દામિની કંઈજ ન બોલી.

"પણ મ્હને કહે તો ખરીકે–ભોળી !–તું રડે છે શા મેળે ?"

"ઉંહૂં–હું ત્હમને એમાંનું કંઈજ કહેનાર નથી !" તે ચાલતી ચાલતી વસ્ત્રના છેડાથી ગાલ પરનાં આંસુ લૂંછતી હતી–તે આગળ બોલી, "અને–અને જો—"

"જો–શું ?–મ્હને તો કહે ગાંડી ?"

"રંગાલયમાં–ઉંહ–ઉંહ–ઉંહ !—" ત્હેનું નારીહૃદય હાથ ન રહ્યું ! તે ધ્રૂસકાં ભરતી હતી–અને મેઘે રસ્તાની આજુબાજુ નઝર નાંખી–કોઇ નથી જતું આવતું જોઇ લેઇ ખભે હાથ મૂકી દામિનીની લાંબી અલકલટ પસવારવા માંડી–વધુ પાસે જઈ એ બોલ્યો,

"હું આજે એને શિક્ષા કરનાર છું તે તો તું જાણેજ છે પછી આમ શું કરવા વિહ્વલ બને છે તું ?–ચાલ, છાની રહે–કોઈ જોશે તો ત્હારી ને મ્હારી બન્નેની આબરૂ વેરાઇ જશે !"

"ત્હમે શિક્ષા કરો કે ન કરો—ત્હમે જો આજે દાવ ચૂકયા તો એ દાવ હું ખેલીશ—પણ એ નરરાક્ષસને હું આજે છટકવા દેનાર નથી!—અને અસલ વાત તો એમ છે જાણે કે—હું કૈં ધર્મબંધની ભારતી નથી કે આવું આવું એકુંય ચલાવી લઉં!"

'કેમ વારૂ, ભારતી કેવી છે?"

"ભુષણજ ભાવ પૂછે—એનો જોટો પાટલીપુત્રમાં નથી!—એની આંખો શૌર્યના અગ્નિથી સદાય સળગતી રહે છે એની હું ના નથી પાડતી—પણ એનું વર્તન બીજાને અનુકરણીય નથી!"

"દામિની! આચાર્ય સ્વયં ઇચ્છે છે કે જ્યાં સુધી પાટલીપુત્રમાં આવી સો સો ભારતિયો પાકશે નહીં ત્યાંસુધી પાટલીનગરના આકાશમાં સ્વાતન્ત્ર્યનો સૂર્ય ઉગનાર નથી!"

"અને મેઘ! આજે ત્યારે છેલવેલ્લું મ્હારૂં પણ સાંભળી લ્યો!—દામિની એકલીજ એમ કહે છે કે આવી ચારિત્ર્યહીન હજારો ભારતિયો પાકશે તોપણ પાટલીનગર મુક્તિનો મિનારો ચણી શકનાર નથી!—ચારિત્ર્યહીન નરનારીઓ ભલે સ્વદેશસેવાના યજ્ઞમાં બલિદાન બને—અને બનવાંજ જોઇએ—પરન્તુ સ્વદેશ—યજ્ઞનો યાજ્ઞિક—નાયક—રાષ્ટ્રનેતા અચૂક ચારિત્ર્યશીલ હોવો જરૂરનો છે અને એમ જ્યાં જ્યાં નહીં હતુ ત્યાં રાષ્ટ્રના વિશાળ જહાજો ભૂલના—જીવનકલંકના ખડકોને અથડાઇ ભાંગી ભૂકા બની ગયાં આખા જગતે જાણ્યાં!"

'દામિની!—"

"અં—"

"તું તો સામાન્યજીવનમાંય એક કુશળ રંગાલયની અભિનેત્રી—નટીની જેમ વાર્તાલાપ કરે છે—વાહરે, મ્હારી દામિની!"

"જ્યાંસુધી શકાદિત્યને સીધો નહીં કરી શકો ત્યાંસુધી આ દામિનીને ત્હમારી કહેવાનો અધિકાર આજે ત્હમે ગુમાવ્યો છે!—વારૂ પણ નિરાશ ના થશો—ત્હમે ચૂકયા તો હું તૈયાર!—અને બાજૂબન્ધ

એને મોંઘો પડવાનો છે!"

"એ તો બરોબરજ કહ્યું ત્હેં–એની અસર એકાદ દંડ પછી બરોબર ત્રીજા કે ચોથા અંકની મધ્યમાંજ થશે એવી આર્યભટ્ટની ગણત્રી હતી–આર્યભટ્ટ પણ વ્હાલો–મન્ત્રદત્તનો ખરેખરો ચેલો છે–જાણે અડધો મન્ત્રદત્તજ!—એટલું તો એના દીકરાઓ પર પણ એને હેત નહીં હોય!–વારૂ, લે જો રંગાલય પણ આવી પ્હોંચ્યું!"

મેઘ–દામિની રંગાલય આગળ આવી પ્હોંચ્યાં તેજ સમયે અરૂણદત્ત શકાદિત્યના મહાલયમાંથી નિસરી પોતાના ઘર તરફ પગલાં માંડવા માંડયાં.

મહાલયની સ્હામે એક ન્હાનકડી દીપમાળ હતી–તે દીપમાળની થડમાંજ જમીન પર એક કૂતરૂં ધૂળમાં આળોટતું હતું–જાણે તે પ્રધાનજીનોજ સત્કાર કરવાની રાહ ન જોતું હોય તેમ શ્રીમાનને સ્હામેથી આવતા જોતાંજ ઝટ આળોટતું બન્ધ થઈ ગયું–ફટ ઉભું થઇ ગયું–અને પોતાનાં કાન ફફડાવતું ફફડાવતું ત્હેમનીજ સ્હામે દોડયું!

આ અપશુકનિયાળ દૃશ્ય જોઇ પ્રધાનજીનું મન બહુજ ખારૂં–ખાટું થઇ ગયું–અને "હડે! હડે!" કરતાંકને હાથમાંની–હાથીદાંત અને સુવર્ણજડિત મુખડની લાકડીથી ત્હેને એક બે ફટકા ચોંડી દીધા–કૂતરૂં પણ ઓચિન્તાજ પડેલા પ્રસાદથી બે પગની વચ્ચે પૂંછડી ઘાલીને "હેંએં–હેંએં-હેંએં—" ની ચીસો પાડતું પલાયન કરી ગયું!

તે ઘેર આવ્યો.

ઘરના દરવાજે સાવધ થઇ ઉભેલા ઉક્ષ અને નાગ બે દ્વારપાળોએ હાથમાંની નાગી તલ્વારોનું સ્વસ્તિક રચ્યું–ત્હેની નીચેથી પ્રધાનજી પસાર થઇ ગયા–જતાં જતાં કહેતા ગયા, "નાગ! તું ઉપર આવજે!"

પ્રધાનનાં પગલાંની પાછળજ "જી" કહી નાગ ત્વરિત ગતિએ ઉપર દીવાનખાનામાં પ્હોંચી ગયો.

નાગને જોતાંજ અરૂણદત્તે કહ્યું. "તું જા, અને શેઠ બુદ્ધભક્તિ તથા વીરમતિને બોલાવી આવ-અને-અને પછી જજે ગંગાકિનારે આવેલા યોદ્ધાગારમાં-શું સાંભળ્યું ?—"

"જી-યોદ્ધાગારમાં પછી જઇશ."

"અને મહાસેનાધ્યક્ષ સજ્જગસેનને કહેજે કે પ્રધાનજીને વિના વિલમ્બે-જે સ્થિતિમાં હો તે સ્થિતિ એટલે કે જલ્દી આવીને મળી જાવ !—અને ઉભો રહે—" કહી પ્રધાનજી બેઠેથી ઉભા થઇ ગયા અને બાજૂના ખણ્ડમાં હાથમાંથી કૈંક લેઇ પાછા ફર્યા,

"લે, આ સંકેત આપજે !"

'જી"

"જલ્દી આવ !"

નાગ ગયો અને પ્રધાને ઘરના અનુચરને બોલાવ્યો.

"વિભુ !—"

"જી" કહી વિભુ દોડતો આવ્યો.

"ભાઇ ક્યાં છે ?"

'જયજયવન્તીબ્હેનના ઓરડામાં હશે-બોલાવું ?"

"હા, કહે કે બાપુને ઉપર જઇ મળો-અને તું જા-કોઈ આવે તો મ્હને ખબર આપ્યા વિના દીવાનખાનામાં આવવા ન દઇશ-જા, ધ્યાન રાખજે !"

વિભુએ જઇ ભાઇને બાપુનો સન્દેશો કહ્યો-સન્દેશો સાંભળવાંજ મિત્રયુગલ વાર્તાલાપ બન્ધ કરી ઉભું થઈ ગયું.

બન્ને ઉપર ગયા.

પરમેશ્વર કવિરાજે માથે પાટો બાંધ્યો હતો અને હેના હિલો-

જાન દોસ્ત કાલિદત્તે પગના નળાએ પાટો વીંટયો હતો–ઘાયલ બન્ને થયા હતા યજ્ઞમણ્ડપના રમખાણમાં !

જુગલજોડીને આવતી જોઈ પ્રધાને કહ્યું, "આવ, કવિ !–ઠીક ત્હારા મિત્રને સોબતનો સ્વાદ ચખાડયો !"

"મુરબ્બી !—મ્હેં નહીં ! એણે મ્હને ચખાડયો–નહીંતર અમો તો બેઠા'તા અમારા ઘરમાં નિરાંતે—ત્યાં ભાઈશ્રી કહે છે કે કવિ ! ચાલ પેલા ફાટેલા બામણાઓને સીધા કરિયે !–અને તે પણ પેલા વેદાન્તમણિ પંડિત ગંગાધરના ભાઇ કાવ્યકલાનિધિ ચન્દ્રમૌલિના દીકરા ભવભાલચન્દ્રે ભાઈના નળામાં એક સખત લાઠીનો ફટકો ચોંડી દીધો–મ્હેં પણ લાગ સાધી એક બાજૂનાની લાઠી ખૂંચવી લેઈ એનો બરડો ખોખરો કર્યો–એટલામાં તો ગંગાધરના દીકરા પદ્મનાભ અને ગદાધર ટોળામાંથી આગળ ધસી આવ્યા અને મ્હને ઓચિન્તોજ લપેટામાં લેઈ લીધો-એ તો સારૂં થયું કે એટલામાં હિમગિરિજી સસૈન્ય આવી પ્હોંચ્યા અને કૈંકને પતંજલિ–ચોકમાં ધૂળ ચાટતાં કરી દીધાં–પણ મુરબ્બી ! એટલું તો હવે જરૂર ધ્યાનમાં રાખજો કે પાટલીપુત્રની કંગાલપુરીના પંડિતો–કંગાલ વેદિયા બ્રાહ્મણો નથીજ—હવે એ પેલા ભામટાના ચેલા બનવા લાગ્યા છે—એટલે શાસ્ત્ર અને શસ્ત્ર બન્નેનો સમન્વય કરતા શીખ્યા છે !"

"કોણ ભામટો ?—ચેલા કોના ?"

"આ પેલા મન્ત્રદત્તના !"

"એના પણ હવે .દિવસો ભરાઇ ગયા છે !–હાથ મ્હદયો કે એની વલેહ !—વારૂ, ત્યારે હવે એક મુદ્દાની વાત કહું તે સાંભળી લ્યો !"

"હા—"

"જો, મહારાજનો હૂકમ છૂટે તો કાલે કે પરમ દિવસે—મ્હારા ભાઇ સ્હમજોને કે એચાર દિવસે ત્હમારે બન્નેને—લ્હાવલશ્કર સહિત

તક્ષશિલા તરફ જવું પડશે-તો તૈયારી રાખજો-પાટલીપુત્ર હાલમાં છોડશો ના !—અત્યારે ત્હમો બન્ને રંગાલયમાં જાવ—મહારાજ ત્યાંજ ગયા છે ”

“નાટક જોવા ?”

“અં-પણ હું ત્હમને મોકલું છું બહુ મોટા કામને અંગે-જો કં પણ રંગાલયમાં અનિષ્ટ બને તો ત્હમારા બેમાંથી ગમે તે એક જણે આવી મ્હને તરત સન્દેશો પ્હોંચાડી જવો-લ્યો, જાવ ત્યારે સમય થયો છે !”

બન્ને મિત્રોએ રંગાલય તરફ જવાની તૈયારી કરી-અને એ નવીન વ્યક્તિઓએ કક્ષમાં પ્રવેશ કર્યો.

---

# પ્રકરણ ૨૨ મું.



## સંગીતેશ્વરી અને સંઘસ્થવિર.



પ્રધાનના કક્ષમાં આવનાર એ વ્યક્તિ હતી શેઠ બુદ્ધભક્તિ અને વીરમતિ.

પંચમ શાસનપંચાયતના પાંચ સભ્યોમાંના એ બે સદસ્ય હતા પાટલીપુત્રના અગ્રગણ્ય શ્રેષ્ઠિપુરુષો! પાટલીનગરનું શાસનચિત્ર આ રહ્યું.

નગર-પ્રબન્ધક સમિતિ દ્વારા નગરનું સંરક્ષણ થતું હતું. બધી મળીને શાસનપંચાયતોની સંખ્યા છ ની હતી. એક પંચાયત પ્રજાના જન્મ-મરણનો હિસાબ રાખતી-બીજી પંચાયત કર-વેરાની વસૂલાતની વ્યવસ્થા કરતી-ત્રીજી પંચાયતના હાથમાં હતી વ્યાપારવણજની વ્યવસ્થા-ચોથી પંચાયત પાટલીપુત્રમાં પ્રવેશ કરતી પરદેશી પ્રજાની દેખરેખ તથા ગુપ્તખબર રાખતી-પાંચમી પંચાયતના હાથમાં કાયદાકાનૂન અને લશ્કરીબલની લગામ હતી તે ચાર ભાગમાં વિભક્ત પેદલ, અશ્વારોહી, રથ અને હાથીની સેનાનું યથાર્થ રીતે નિયમન અને સંચાલન કરતી-તથા છઠ્ઠી પંચાયત માલની આવકજાવક માટેના જહાજોનો પ્રબન્ધ કરતી હતી.

—અને બધીય શાસનપંચાયતોના શિરમોર જેવી એક રાજધર્મ

સમિતિ હતી—જેના સભ્યો કેવલ પાંચજણ—એક મહામાત્ય, મહાધર્માધ્યક્ષ, મહાસેનાધ્યક્ષ અને મહાકુમાર—છતાંય આ રાજ—ધર્મસમિતિમાં ચર્ચાયેલા વિષય કે કોઇપણ વાદને અન્તિમ અનુમતિ માટે પરમસૌગત મહારાજાધિરાજ શકાદિત્યની સમીપમાં રજૂ કરવો પડતો—અને તેમ કર્યા સિવાય ત્હેને કાર્યમાં વ્હેતો મૂકવામાં ન આવતો.

આજે તક્ષશિલાના વિફરેલા અને વાયરે ચ્હઢેલા મામલાને કાબૂમાં લેવા પ્રધાનને પંચમ શાસનપંચાયતનું અશરણ—શરણું લેવાની ફરજ પડી હતી!

બળદની ધુરા કરતાં પણ બૂરી એવી એહદ્દથ્થુ સત્તાની ધુરા વહન કરનાર પ્રધાનને :એની પંચમ પંચાયત જોડે પંચાત અને લમણાપાંશેરી ઝીકવા દ્યો!

ખરો રસ તો રંગાલયમાં રેલાઇ રહ્યો છે!

"મહાભિનિષ્ક્રમણ"ના મધુર નાટયાભિનયમાં!

કનિષ્કચોકના રંગાલયની ઇમારતની આકૃતિ હતી અર્ધવર્તુલ—રક્ત મર્મર—પ્રસ્તર—રચિત રંગાલય રમ્ય લાગતું હતું—રાતો રંગ પ્રેક્ષકોની વૃત્તિનો ઉત્તેજક હતો અને આરસનો પત્થર સ્વચ્છના, ધવલના અને સુન્દરતાનો પોષક હતો.

અર્ધગોલાકૃતિના રંગાલયની ઉપરની ગચ્છીમાં નીલ તથા આસમાની રંગના પત્થરોમાંથી કુશળ કલાકારોએ કોરી કાઢી—વ્યવસ્થિત રીતે ત્હેના છૂટા ભાગો એકમેકમાં સાંધી લેઇ એક સુન્દર હૂબહૂ બોધિસત્વ વૃક્ષ ખડું કર્યું હતું!

વિસ્તૃત વટવૃક્ષની છાયામાંજ તપશ્ચર્યા કરતાં કરતાં ભગવાન બુદ્ધને શાશ્વત્ શાન્તિદાતા નિર્વાણપદનું જ્ઞાન પ્રાપ્ત થયું હતું—અર્થાત્ ત્યારથી વટવૃક્ષે બુદ્ધધર્માનુયાયીના પરમપવિત્ર બોધિસત્વના નામને ધારણ કર્યું.

—અને તે બોધિસત્વની નીચે સિદ્ધાસન વાળેલી સિદ્ધાર્થ ભગવાનબુદ્ધની શ્વેત આરસની એક રમ્ય પ્રતિમા દગ્ગોચર થતી હતી!–પણુ તે નવેરસના આલય-શૃંગારવિલાસના પ્રેમાલય સમા કનિષ્કચોકના રંગાલયની ગચ્છી પર!

લોકવૃત્તની ધાર્મિક ઘેલછા રંગાલયની ગચ્છી પર બુદ્ધપ્રતિમા ખડી કરવા સુધી પ્હોંચી ગઇ હતી! રંગાલયનો પુષ્પગુમ્ફિત પટ દૂર થયો અને—

અભિનેતાભૂષણુ નટમણિ સૂત્રધારે નાન્દી ગાઈ–અને "મહાભિનિષ્ક્રમણુ" નાટયનું વસ્તુસૂચન કર્યું.

ત્યારપછી અતિપ્રિય એવી સમગ્ર મગધદેશની સંગીતેશ્વરી સંગીત સમ્રાજ્ઞી ગ્ય૦ સૌ૦ શુક્રતારાએ પોતાના સંગીતપારદર્શી શિષ્યો અને વિદ્યાર્થીનીઓના દલબલથી સંગીતનો એક સજીવન કાર્યક્રમ રજૂ કરવાની તૈયારી કરી.

પાટલીપુત્રની મસ્ત સંગીતેશ્વરી જ્યારે કનિષ્કચોકના રંગાયલના સંગીતરંગ-તરંગમાં તલ્લીન થયેલી દષ્ટિગોચર થતી હતી ત્યારે–તે સમયે ત્હેનો પ્રાણેશ્વર ચારુચન્દ્ર વિદ્યાવારિધિ અને ત્હેની પ્રિય પુત્રી હાસ્યમતી શયતાન શકાદિત્યના બન્ધનાલયમાં–કેદખાનામાં-મગધના મહામન્ત્રિક-શકયુગના વિખ્યાત વિજ્ઞાનાચાર્યના દીકરા–તક્ષશિલા વિશ્વવિદ્યાલયના આચાર્યમણિ વેદવાણીની દીકરી સોમલતાની સાથે હવાફેર કરી રહ્યાં હતાં એની ખબર શુક્રતારા સંગીતેશ્વરીને ન હતી કારણ તે તો બપોરની રંગાલયના રંગમાં શેકાઇ રહી હતી!

અર્ધચન્દ્રકારે ગોઠવાઇ બેઠેલા ગાયક અને વાદકની બરોબર મધ્યમાં–મગધ–સંગીતેશ્વરી શુક્રતારા વીણાસન માંડી બેઠેલી દષ્ટિગોચર થતી હતી.

ત્હેની બરોબર સન્મુખમાં એક અનિબદ્ધ (પડદા વગરની) રુદ્રવીણા પડેલી જણાતી હતી.

ગાયકદલ પાછળની ખાલી જગ્યા—સામાન્ય જનતાને અજ્ઞાત એવી વનસ્પતિઓના સંમિશ્રણથી કોઇક તાન્ત્રિક-વિજ્ઞાનાચાર્યે તૈયાર કરેલા આછા આસમાની રંગના ચૂર્ણના સતત્ ઉડવાથી છવાઇ ગઈ હતી-અને જાણે આછા આસમાની રંગનો પટજ ના નાંખ્યો હોય એવી ભ્રાન્ત અને ભાસ થતો હતો પ્રેક્ષકવૃન્દને !

સંગીતેશ્વરી શુક્રતારાએ ડાબા હાથમાંના સ્ફટિકના ગોળાને વીણાના તાર પર સરકાવી-ઘૂંકાર કર્યો—ષડજ—'સા' કમ્પાવ્યો અને પાછળના આસમાની રંગના વાતાવરણમાં-વીણાના તન્તુમાંથી ઉઠેલા સ્વર 'સા'ના આન્દોલનથી. સહજ કમ્પ થયો—ધ્વન્યાત્મક શબ્દ સજીવન થયો—જાતિવાચક સ્વરૂપ ધારણ કરી "ષડજ"—"સા" ખરેખર મૂર્તિમન્ત થયો-સાથે સાથે વીણામાંથી ઉઠેલા ષડજસ્વર-"સા" ના કમ્પના ઘટવા સાથે ઘટતો ગયો—વૈજ્ઞાનિક વાતાવરણમાં વિલીન થયો !

શુક્રતારાએ ફરી સ્ફટિકના ગોળાને વીણાના તન્તુ પર એક લસરકો લેઇ ઘસ્યો—"રિષભ"—"રે" ઉગ્યો-વાતાવરણને ચુમ્બન કરતાંજ મૂર્તિમન્ત બન્યો—આમ સંગીતેશ્વરીએ ક્રમાનુક્રમે સપ્તસ્વરોને સ્ત્રી–પુરૂષની ભિન્નભિન્ન આકૃતિમાં મૂર્તિમન્ત કરી બતાવ્યા-ઔષધિજન્ય વાતાવરણમાં વિલસતા, રમણ કરતા, ભ્રમણ કરતા બતાવ્યા—આ સંગીતવિદ્યાની ભવ્ય અને દિવ્ય કલા સંગીતેશ્વરી શુક્રતારા સિવાય સમગ્ર મગધમાં અન્ય કોઇને જ્ઞાત ન્હોતી !

સંગીતશાસ્ત્રે પ્રતિપાદિત કરેલા સર્વ રાગ–રાગિણીઓના શાબ્દિક વર્ણનોને તે રહસ્યમય-પોતાના વૈજ્ઞાનિક વાતાવરણની સહાયથી મૂર્ત-સજીવન બનાવી શકતી-શ્રોતાઓને શ્રવણ અને દર્શન—એમ ઉભયપક્ષે લાભ આપી મન્ત્રમુગ્ધ બનાવી દેતી—અને કહેતી—તે પણ સગર્વ કે ક્યાં છે "સ્વરજાતિભેદજ્ઞાન" શકયુગના કોઈ પણ ગાયકને-જેની મદદથી—યોગ્ય સ્ત્રીસ્વરની સાથે યોગ્ય પુરૂષસ્વરનું યથાયોગ્ય મિલન કરાવી- શબ્દવિજ્ઞાનની સહાયથી નાયક અને ... ની દૃષ્ટિ

મન્ત કરી બતાવે ?—એથી પણ આગળ વધી તે કહેતી કે દીપકો પ્રકટે, મૂશળધાર વૃષ્ટિ પણ વરસે—પણ કયારે ?—જ્યારે ગાયકને વૈજ્ઞાનિક દ્રષ્ટિએ સંગીતવિદ્યાના સ્વરોમાં સ્ત્રી કોણ અને પુરુષ કોણ ?—આ સનાતન સંગીત સમસ્યાનું ગુહ્ય રહસ્ય સમજાય ત્યારે !

—અને અન્તિમ છતાં અતિશય રહસ્યમય એક સૂત્ર રજૂ કરતી કે એકલા નાદ-ગાયનથી શું વળે ?—પણ એ જાણવું જરૂરનું છે કે—પ્રકૃતિએ મનુષ્યના શરીરના યન્ત્રમાં ગોઠવેલી નાદવીણાને કયારે સૂર્ય, ચન્દ્ર કે સુષુમણા સાથે સંલગ્ન કરવી જોઇએ ?-નાદવીણાની જીવન્ત સિદ્ધિ સમી એ ત્રિપુટીતત્ત્વનું સંગીતસ્વરોની સાથેના સમ્બન્ધનું જ્ઞાન આજના શકયુગના ગાયકો ભૂલી ગયા છે—અને તેથીજ ખોટી વાગ્યુદ્ધની ભ્રમણામાં ભટકાઇ રહ્યા છે !

બારીક વસ્ત્ર પર—પુષ્પોના વર્ણ વૈવિધ્યથી ઉપસાવેલી ચિત્રાકૃતિવાળો પુષ્પપટ (પડદો) પડયો અને સંગીતેશ્વરી શુક્તારાના સંગીતકાર્યક્રમની પૂર્ણાહૂતિનું પ્રેક્ષકોને સૂચન કર્યું.

આ કૈં વીસમીસદીની રંગભૂમિ નથી કે "પુનાપેંડ" કે "ફ્લાટ" ના 'સીન" ની મદદથી નાટકમાં આવતા પાછળના દ્રશ્યોની વ્યવસ્થા કરી લેવાય !—આ તો ઇ ૩૦૦ થી ઇ. ૩૨૦ ના વચગાળાના શકયુગની રંગભૂમિની વાત લખાય છે !-અર્થાત્ તે યુગના નાટકોમાં તો એક આખો સળંગ એક કલાકનો—કે અર્ધા—પોણા કલાકનો એક "અંક" એટલેજ "જવનિકાપતન"—પડદાનું પડવું.

પ્રેક્ષકો નવરા પડયાં.

—અને માંહયેમાંહ્ય વાત ચાલી,—

"અલ્યા, બન્ધુ ! પ્રધાનજી કૈં આજે જણાતા નથી !"

"પ્રધાનજીને નાટકબાટકમાં રસ ન પડે !—એમને તો રાજનીતિનાં મ્હોટા નાટકો રમવામાં રસ પડે !—કોઇકના જીવનની જામગરી ચેતાવવી હોય કોઇકને પાણીચું આપવું હોય, કોઇને ધૂળ ચાટતો-કરવો

હોય તો એમને મઝા પડે !"

બીજી બાજૂ વળી બીજા બે નવજુવાન બીજી રસીલી વાત છેડી રહ્યા હતા

'અલ્યા, ચન્દ્રક ! ત્હેં માયાને જોઇ છે ?"

"અરે, માયા–માયા શું કરે છે ?–માયાને આંટ મારે એવી એક બીજી કાલેજ રાતે પાટલીપુત્રમાં આવી પ્હોંચી છે !"

"એ કોણ છે વળી ?"

"કુરંગી."

"તે મકાન ક્યાં રાખ્યું છે ?"

"બીજે ક્યાં વળી ?–વારાંગનાવાડમાં કનિષ્કકનારમાં !"

"તું આવે તો—"

"હા હા, એ તો હું ક્યારનોય સ્હમજી ગયો'તો ત્હારા મ્હોંઢા પરથી–પણ ત્હારો કે મ્હારો પત્તો ખાય એવું બાદલું મ્હોંઢિયું નથી તો કુરંગી !"

"અલ્યા, પણ ત્યાં આંટા માર્યા કરીશું તો મ્હોંઢું–મ્હોંઢું જોવાનો તો લાભ—"

'જોયાં હવે મ્હોંઢાં !–જોઇને નકામો જીવ બાળબો ! જે પંખી આપણા હાથમાં આવવાનેજ નથી સરજાયું ત્હેને માટે જાળ બિછાવવી શા કામની કહે જોઉં ?"

"રહ્યું ત્હારે ન આવવું હોય તો !–પણ આપણે તો બચ્ચા ! ચન્દ્રવદની કુરંગીને જોયા વિના ચેન પડનાર નથી–તું નહીં આવે તો આપણે એકલા જવાના-જવાના ને જવાના !"

રંગાલયમાં પ્રેક્ષકો આમ વાતને વંટોળે ચ્હડ્યા હતા અને બ્હાર પવનનો વંટોળિયો ચ્હડી આવ્યો હતો !

એટલામાં તૂર્યબાજોએ તૂર્યનાદ કર્યો.

—અને રંગભૂમિનો પુષ્પપટ ઉંચકાયો.

વાર્તાલાપમાં લપટાયલા પ્રેક્ષકો સહસા સજાગ અને સ્વસ્થ બની ગયાં !

મહાધર્માધ્યક્ષ બુદ્ધઘોષને જોવાને પ્રેક્ષકસમાજ ખૂબજ આતુર બની ગયો હતો—કારણ બુદ્ધ–પાત્રાભિનયનો પુણ્યભાર મહાસંઘસ્થવિર બુદ્ધઘોષે આજે રાજીખૂશીથી પોતાને શિરે ઉપાડી લીધો છે—

—જેમાં ત્હેનો એક મહદ્ હેતુ સમાયેલો હતો—

—તે એ કે જગત ધર્મમય બને, અહિંસક બને, જીવનના દુઃખોમાંથી–અશાન્તિમાંથી શાશ્વત્ શાન્તિના રસ્તે વળે !

ત્હેણે રંગભૂમિ પર પદાર્પણ કર્યું—

—સમગ્ર પ્રેક્ષકસમાજ મહાધર્માધ્યક્ષના રંગ–પ્રવેશમાત્રથી થોડીક પળોને માટે નિસ્તબ્ધ અને નિસ્પન્દન બની ગયો હતો !

—તે ધીમે પગલે અને ગામ્ભીર્યભર્યે ડગલે બાલક રાહુલને સોડમાં લેઇ–સંસારસ્વપ્નમાં તલ્લીન બની પર્યંક પર સૂતેલી પોતાની સ્નેહરાજ્ઞી, પ્રિયતમા પ્રાણેશ્વરી યશોધરાની પાસે ગયો—

દીવાલની લગોલગ ગોઠવેલા પર્યંકની પડખે આવેલી બારિયેથી ત્હેણે બ્હાર અનન્ત આકાશ તરફ ડોકિયું કર્યું–તે ધન્યપળે ત્હેની આંખોમાં પ્રભુના, પ્રકૃતિના કે નિખિલ બ્રહ્માણ્ડના નિયામક નાસ્તિકના પ્રભુ–પરમતત્ત્વનાં દિવ્યદર્શનનો આનન્દ–સાગર ઉછળી રહ્યો હતો—

એને જગતની નિબિડ ભીડમાંથી કોઇક ભવ્ય અને દિવ્ય સનાતન તત્ત્વની શોધમાં ન્હાસી છૂટવું હતું—

—એણે તારામણ્ડલને સમ્બોધી કહ્યું,—એની વાણીમાં આકર્ષણ અને ગામ્ભીર્ય ઉભય હતાં—

"ઓ, સ્વર્ગપુરના પાળિયાઓ ! હું ત્હમારીજ પાસે આવું છું ! ત્હમો વગર પાંખોએ ઉડી આવા ઉચ્ચ સ્થાને કેવી રીતે બેસી ગયા

છો તે ભેદ મ્હને જણાવજો ! હું સંસાર-સંગ્રામનો અજિત યોદ્ધો છું !—ત્યાગ મ્હારી તલ્વાર છે.

—તપ મ્હારી ઢાલ છે ! એ ઉભય મ્હારા સાથીદાર છે !-અને જીવનના એજ સચેત ચોકીદારોથી મ્હારો ઉદ્ધાર છે !"

તે બારિયેથી પાછો વળ્યો—

—અને-અને ઉંઘમાં મન્દ મન્દ સ્મિત કરી રહેલા-કોઇક આકાશગામિની દિવ્યાંગનાઓ-દેવબાલાઓ-અપ્સરાઓની ગુલાબ-ગોદમાં રમણભ્રમણ કરી રહેલા પોતાના પ્યારાપુત્ર રાહુલની પાસે ગયો.

—એ નમ્યો.

—કારણ એને પ્રાણપ્યારા-આંખોના તારા રાહુલના લોલકપોલ પર એક પ્રેમ-ભાવોત્કટ ચુમ્બન કરવું હતું—

—પ્રણયી પિતા સાત સાત વાર પ્યારા પુત્રને ચુમ્બન કરવા નમ્યો—

—પણ પિતા-પુત્રની વચમાં ઝુકી અને ઝઝુમી રહેલી ત્યાગની તલ્વારે પ્રેમાળ પિતાને છાજે તેવું કંઇ જ ન કરવા દીધું !-પ્રેક્ષકોનું ચાલત તો વચ્ચે પડત-પણ તે તો પથ્થરનાં પુતળાંજ બની ગયાં હતાં !

# પ્રકરણ ૨૩ મું.



## રજની અને જયજયવન્તી.



રસોત્પત્તિનાં આશ્રય સમાં રંગાલયની બ્હાર સમરાલય દૃષ્ટિગોચર થતું હતું !

જેમણે હાથમાં ભાલાઓ ધારણ કરેલા છે અને કમરપટામાં તલ્વારો તથા પીઠ પર કાચબા, ગેંડા કે મગરમચ્છનાં ચામડાંની નાગરવેલનાં પાનના આકારના ઢાલો લટકાવી દીધી છે—તેવા બસો પાયદળો અને બસો ઘોડેસ્વારો આતુર, તીક્ષ્ણ અને તીણી નજરે—વીરરસને ઝોક અને જોમ અર્પે એવો કોઈક અદ્‌ભુત બનાવ બનવાની રાહ જોતા સ્થિર ઉભેલા જણાય છે !

એમને અહીં પ્રધાન અરૂણદત્તે મોકલ્યા છે આજ્ઞાનું પાલન કરવા—અને એ બધા યથાર્થ અક્ષરશઃ આજ્ઞા–પાલન કરશે–કારણ એમનામાં ને અજાણુ કે મૂઢમાં રજમાત્ર ફરક નથી !

એવાજ બીજા બે અજાણુ આજ્ઞાધીન ઉક્ષ અને નાગ પોત-પોતાના પોતાના જેવાજ સાથીદારો સાથે ઉપમન્ત્રી વિશ્વગુપ્ત તથા વારાંગના માયાના મકાન પર માલિક અરૂણદત્તે સોંપેલું એક મહદ્ ગુપ્તકાર્ય પાર પાડવા પ્હોંચી ગયા છે–તે પણ પોતાનું કાર્ય અચૂક પાર પાડશે–કારણ તેઓ ઝગડરામ બનવું એનેજ એક મ્હોટું પાપ

ગણે છે-બીજું પાપ બિચારા એ મગતરાંઓના ધ્યાનમાં નથી !

એવાજ બે સુસંસ્કૃત આજ્ઞાધીન રાજસેવકો અરૂણુદત્તને ત્યાં એક વિષમ રાજનીતિનો કોયડો કલાકથી ઉકેલવાનો પ્રયાસ કરી રહ્યા છે.

બે રાજસેવક તે બુદ્ધભક્તિ અને વીરમતિ. એકે કહ્યું, કહેતી વખતે ત્હેણે ત્હેનાં શરીર, વાણી, તથા મગજ પરનો સંયમ ગુમાવી દીધો હતો,—

"અરૂણુદત્તજી !—જો એમાંનો એક મ્હારા પંઝામાં આવે તો—મ્હારાજ !—મીલ્કત આખી ખરાબ થાય ત્હેની પરવા નથી પણ એને તો પાટલીપુત્રના ચોકમાં ફાંસીને લાકડે લટકાવું !"

પ્રધાને જરા ઠાવકાપણું વધારે ઠાવકું મ્હોઢું કરી હાલવ્યું, "બુદ્ધભક્તિ ! ત્હમારા મિત્રની લાગણીઓ હમણાં હમણાં બહુજ કૂંળી થતી જાય છે-મ્હને ભય લાગે છે કે કોઇક દિવસ ઓચિન્તો એમના હૃદયને કૂંળી લાગણીઓનો સીધો આઘાત ન લાગી જાય-હા-સાચવવાનું માત્ર એટલુંજ છે !"

પોતાની સહનશીલતાનો દાવો સાબિત કરવાને વીરમતિએ મિત્રના કથનમાં થોડીક પૂરવણી કરી,

"અરૂણુદત્તજી ! એમાં બુદ્ધભક્તિનો દોષ નથી !-સ્થિતિ માનીએ તો અમો બન્ને મિત્રોની સરખીજ થઇ પડી છે !-ફરક માત્ર એટલોજ કે હું કઠણ કાળજાનો બની મ્હારા એકના એક દીકરા પ્રબુદ્ધનો વિયોગ સહન કરી રહ્યો છું-અને એ બિચારાથી એની દીકરી પ્રજ્ઞાનો વિયોગ સહન નથી થઇ શકતો-અને બીજું-લોકો કહે છે કે દીકરીએ તે દીવા કોઇનાય રહ્યા છે વારૂ ?-પણ નહીં-એની દીકરી બાર દીકરાની ગરજ સારે એવી હતી !-હશે-પણ એમાં હવે આપણો શો ઇલાજ ?"

"શો ઇલાજ ?—" પ્રધાને સત્તાની શ્રદ્ધા પ્રકટ કરી "ઇલાજ

આ અરૂણદત્તની ચપટીમાં છે!–આજે આપણે એવીતો ભવ્ય યોજના કરી છે કે આખેય ધર્મસંઘ સપાટામાં સપડાઇ ગયો જાણો!'

'અને તક્ષશિલાની વ્યવસ્થા પણ અમને તો ઘણી ગમી ગઇ છે!"

"વીરમતિજી! ત્હમે જૂઓ તો ખરા કે ધર્મસંઘને આજે દાબ્યો કે મ્હારૂં આખું લક્ષ તક્ષશિલા તરફ દોરીસ–બુદ્ધભક્તિજી! શત્રુના દલબલને કેમ વિભક્ત કે વિચ્છિન્ન કરવું એ નીતિ અરૂણદત્તને સહજ ગમ્ય છે!"

"અને આપ ધારો તો–અમારા દીકરા–દીકરીની પણ શોધ આપને માટે સહજકાર્ય છે!"

"પણ બુદ્ધભક્તિજી! મ્હને અત્યારની તો એ લાગે છે કે આમરા ધર્મસંઘે ત્હમારા દીકરા–દીકરી પડાવી લીધાં–કહો કે ઉઠાવી ગયા–અને વર્ષો થવા છતાં આજે રાજસત્તાને આ બાબતની ત્હમે જાણ કરો છો!"

જે સમયે આ રાજનીતિજ્ઞ ત્રિપુટી રાજકાજમાં ગૂંથાયેલી દૃષ્ટિગોચર થતી હતી તેજ સમયે પ્રધાન અરૂણદત્તના મકાનની પાછળના-ગંગાના કોટની લગોલગ આવેલા એક બગીચાના લતામણ્ડપની અન્દર બે કુમારિકા અને એક યુવકની ત્રિપુટી પલાયન-પુરાણનું છેલ્લું પાનું વાંચી રહી હતી.

યુવકે કહ્યું, "હું એક અને ત્હમે બે!"

એક યુવતીએ પ્રત્યુત્તરમાં કૃત્રિમ ગામ્ભીર્ય મુખ પર ધારણ કર્યું!

બીજી યુવતીથી જવાબ આપ્યા સિવાય ન રહેવાયું–વદન પર મન્દ સ્મિતની રેખાઓ સ્ફુરી અને તે સહસા બોલી, "મદનમિત્ર! તો એમ કરો કે અમો બન્નેને એક દોરડાંથી કચકચાવીને બાંધો–

અને આ ગંગાજીમાં પધરાવી દ્યો કે ત્હમારી પીડા પતી જાય !"

"એના કરતાં હુંજ ગંગાસમાધિ લઉં તો તકરારજ પતી જાય!"

"એના કરતાં તો આપણે એકકે શ્વાસે પલાયન-સમાધિ કરિયે તો કેવી મઝા પડે ?—જૂઓ મદનમિત્ર ! બાપુ એવા તો મહત્કાર્યમાં હમણાં રોકાઇ ગયા છે કે એ દિવસ સુધી કોઇ અમારી ખબર પણ કાઢશે નહીં !"

"પણ હું એકલો—"

"અને અમે બે તે પણ પાછી બ્હેનો !-પારકી હોય તો બને-પણ આ તો સગી બે બેનો !-અમે લઢશું, વઢશું, ઝઘડશું અને ત્હમને પજવશું-કહો ને કે ઓલામાંથી ચુલામાં અને ચુલામાંથી રાખમાં નાંખશું ત્હમને ! ત્હમારી મૂંઝવણ હું બરોબર સમજી ગઈ છું !-રહી એ બધી વાત !-પણ વારૂ, લ્યો મ્હારી બ્હેનને એકલા આવવું હોય તો લેઇ જાવ-મ્હારે નથી આવવું !-એનાં સુખમાં મ્હારે આડે નથી આવવું ! અને એ આંધળી છે-તોય ત્હમને બહુ ગમે છે-અને—"

મદનમિત્ર પ્રધાનપુત્રીનાં મ્હેણાંટોણાં સમજી ગયો હતો. તે ઉભો’તો ત્યાંથી બે ડગલાં આગળ વધ્યો-બન્ને બ્હેનોની વચમાં આવી ઉભો-બન્નેના ખભા પર હાથ મૂકયા-કોઇ કંઇજ ન બોલ્યું-ફક્ત બન્ને હાથ ખસ્યા અને ખસીને બન્ને બ્હેનોની-કેશલટોથી આચ્છાદિત ડોકમાં ગળબોંય બની પડયા—

"જયજયવન્તી !—"

મદનમિત્રની બોલાવી જયજયવન્તી ન બોલી.

"રજનિ !—"

રજની પણ ન બોલી.

મદનમિત્રે બન્ને બ્હેનોની ગરદન પરથી એકી સાથે હાથ ઉઠાવી લીધા અને બોલ્યો,—

"લ્યો ત્યારે હું જાઉં છું !"

—અને જવાને પગલાં ભરી પૂંઠ પણ ફેરવી.

સહસા બન્ને બ્હેનો એક વાક્ય એકી સાથે બોલી ઉઠી,—

"મદનમિત્ર ! ન જશો !—"

'ગયા વિના ચાલે એમ નથી !–સ્વદેશયજ્ઞના યાજ્ઞિકો મ્હારીજ વાટ જોઈ રહ્યા છે !—બળવાનો અગ્નિ મ્હેંજ સળગાવ્યો છે–મ્હેંજ ચિતરેલા મગધમણિના ચિત્રના–શકકુમારે મુનિકે કરેલાં અપમાન અને વિનાશમાંથીજ આ શકસત્તાના વિનાશની જ્વાલાઓ બળવા રૂપે પ્રકટી ઉઠી છે ! રજનિ ! જયવન્ ! હું ત્હેમાં સાથ ન આપું તો દ્રોહી કરૂં !–આ તો મ્હને થયું કે વખતે બળવામાં ખપી જાઉં તો ફરી પાછા ક્યારે મળીએ-?—"

જયજયવન્તી સહસા બોલી ઉઠી,—

'બ્હેન—"

"ઉં—" રજનીએ ઉંકારો ભણ્યો.

"ચાલ, આપણે પણ બળવો કરિયે !"

"બળવો ?"

'હા, બળવો !"

"પણ આપણે તે કોની સ્હામે બળવો કરીશું ?"

'બાપુની સ્હામે !"

"બાપુની સ્હામે બળવો ?"

"હા, આપણા રસિકજને રાક્ષસી રાવણસત્તાની સ્હામે બળવો કર્યો છે-તો આપણે એ રાવણસત્તાના એક અને અજોડ સાથીદાર આપણા બાપની સ્હામે બળવો કરિયે તો એમાં ખોટું શું ?"

રસિકજનની પ્રેરણાથી બાપની સ્હામે બળવો જગાડવાની મહેચ્છા સેવનાર દીકરીઓની બળવા વિષયની ચર્ચા પૂર્ણ કક્ષાએ પ્હોંચે કે નિરાકરણ કરે તે પ્હેલાં તો ચાલૂ પ્રસંગના પ્રવાહમાં એક ઓચિન્તો પથરો પડ્યો–અને વહી રહેલો સરળ વાર્તાલાપનો પ્રવાહ ડહોળાઈ ગયો–અટકી ગયો !

# પ્રકરણ ૨૪ મું.

## પ્રધાન અને પ્રતિનિધિ.

અને પ્રધાન અરૂણદત્તના મકાનના પાછલે બારણેથી ત્રણ પીઢ અને વૃદ્ધ જણાતી વ્યક્તિઓએ બગીચામાં પ્રવેશ કર્યો !

લત્તામણ્ડપમાં ઉભેલી ત્રિપુટીમાંથી એક જણ બોલ્યું,

'રજનિ ! બાપુ આવે છે-મદનમિત્ર ! ચાલો સંતાઇ જઇએ !''

'રજનિ ! જયજયવન્તી ! ત્હમો બન્ને આ આરસના આસનોની નીચે લપાઇ જાવ !-હું એમને જરા પાંસરાદોર કરી લઉં !'' આમ બોલી સ્હામેથી આવતી વ્યકિતઓનો સ્હામનો કરવાને મદનમિત્રે આગળ પગલાં માંડવાની તૈયારી કરી અને જયજયવન્તીએ ઝટ ત્હેનું કાંડું પકડયું-તે બોલી,

''મદનમિત્ર ! એમ કરવાની જરા પણ જરૂર નથી !'

''એમ કર્યા સિવાય પાટલીપુત્રના સત્તાધીશોની શુદ્ધિબુદ્ધિ ઠેકાણે પણ નહીં આવે !-છોડી દે હાથ !''

'પણ મ્હારા બાપુને—''

'જયજયવન્તી ! છોડ !-હાથ છોડ ! ત્હારો બાપ લોકશત્રુ છે-અને લોકપ્રવાહની આડે આવનારની કેવી બૂરી વલેહ થાય છે તે

નઝરાનઝર જોવું હોય તો ત્હમે બન્ને મ્હારી સાથે ચાલો!"

સ્વદેશસેવા । પ્રેમના જોરદાર ધક્કાએ-પ્રાણ પાથરી જીવનસહચારિણી બનવાને તત્પર બની રહેલી બન્ને પ્રણયિનીઓના પ્રેમને તરછોડવાની ત્હેને ફરજ પાડી! પ્રણયિનીએ ઝડપેલું કાંડું છોડાવી ને બગલમાં કપડું વીંટી રાખેલી તલ્વાર ખુલ્લી કરી હાથમાં ધારણ કરી આગળ ધસ્યો!

—અને સ્હામેથી આવનાર ત્રણ વૃદ્ધોની સ્હામે કંઈ પણ બોલ્યા-ચાલ્યા વગર આડો થઇ ઉભો રહ્યો

ઓચિન્તોજ આમ એક અજાણ્યો આડે ઉભેલો જોઇ ત્રણે જણા જરા ચોંક્યા પણ ખરા!

બુદ્ધભક્તિથી આ દ્રશ્ય ન જોઇ રહેવાયું—ત્હેણે આગન્તુકને એક સામટા ચાર પાંચ પ્રશ્નો પૂછી નાંખ્યા,

"અલ્યા કોણ છે?-ક્યાંથી આવે છે?—કોનું કામ છે?-અને આમ જંગલીજટ્ટની માફક રસ્તાની આડો માર્ગ રોકીને કેમ ઉભો છું?—"

"આડા તો ત્હમો ઉભા છો!"

"પણ તું છે કોણ અમ સરખાને સીધા ઉભા રહેવાનું કહેનાર?—"

"હું તક્ષશિલાથી આવું છું!'

તક્ષશિલા નામ કાને અથડાતાંજ અરૂણદત્તથી હવે બોલ્યા વિના ન રહેવાયું ત્હેણે પૂછ્યું,

"તક્ષશિલાનો કંઈ સન્દેશો લાવ્યો છું?"

'હા." વિનયનું દિગ્દર્શન કે દમ્ભદર્શન કરાવતો 'જી' શબ્દ ઉતર્યા વગરનો મદનમિત્રે તોછડો હકાર સંભળાવ્યો.

સન્દેશો વાંચવા-જાણવાની આતુરતા કરતાં તો આવનારના હાથ-

માંની ખુલ્લી તલવારને નમાવવાનો પ્રધાનના હૃદયમાં વલવલાટ થઇ રહ્યો હતો—

"લાવ-કોનો સન્દેશો છે ?"

"તક્ષશિલાના વિશ્વવિદ્યાલયના યુવકોનો !"

પ્રધાને જરાક ખિજવાટથી કહ્યું, 'વૃદ્ધોનો હોય કે યુવકોનો !—સન્દેશો ક્યાં છે ?"

અત્યારસુધી નીચી રાખેલી તલ્વાર મદનમિત્રે ઉંચી કરી અને જીવનના આદર્શોને સાધ્ય કરવાનો તરફડાટ અનુભવતા યુવકનેજ છાજે એવી અદાથી ગર્જના કરી કહ્યું,—

"આ રહ્યો અમારો સન્દેશ !

સન્દેશાના વિચિત્ર પ્રકારે પ્રધાનજીને જરાક ઠંડા કર્યા તે બોલ્યા, "ભાઇ !—"

—બોલવા જતા પ્રધાનને વચમાંથીજ કાપી નાંખી મદનમિત્રે બીજી ગર્જના કરી,

"ભાઇ–નહીં !-શત્રુ કહો !-ભાઇચારો બાંધવાની આ રીત ન હોય !"

'ભાઇ !— '

ફરીવાર પણ મદનમિત્રે પ્રધાનને તોડી નાંખ્યો—

"ભાઇ કહી—તમે મ્હારી મશ્કરી તો નથી કરતા ને ?-અત્યારે હું તમારી સમક્ષ તક્ષશિલાના પ્રતિનિધિ તરીકે ઉભો છું !"

"હું ત્હારી મશ્કરી નથી કરતો-અને ત્હારે માટે "ભાઇ" સિવાય મ્હને બીજુ સમ્બોધન નથી જડતું-એટલે હું તો ત્હને ભાઇજ કહીશ-વધુમાં ત્હને જોઇ મ્હને મ્હારી યુવાની યાદ આવે છે ! ત્હારૂં નામ શું ?-અને-મ્હને ત્હારી યુવાની જોઇ અદેખાઇ પણ આવે છે !"

'અદેખાઇજ આવે !—બીજું થાય પણ શું ?-કારણ અમો

જુવાનીને માણી જાણીએ છીએ–તે પણ ત્હમારી જૂની રીતે નહીં–અમારી ઢબે !–અને પ્રધાનજી !–ત્હમે પણ જુવાની તો ત્હમારી રીતે પેટ ભરીને માણીજ હશે–નહીંતર આમ પાટલપુત્રની શાસનસત્તાના કુલ સત્તાધીશ પ્રધાનજી શાના થઇ બેસો ?"

ઘરડા શિયાળને મનમાં તો ખૂબ ખૂબ ખિજવાટ થઇ આવ્યો પણ–કોઇક ખાસ કારણ ત્હેને શાન્તિ ધારણ કરવાનો બોધપાઠ આપી રહ્યું હતું—

સંયમથી એ હારની ધાર ઉપર ઝઝુમી રહેલી બાજી પણ ઘણીકવાર તો જીતી જતો અને પોતાના મિજાજ ઉપર એ સદાએ સંજોગની લગામ બાંધી રાખતો–એ ઉંચા પ્રકારનો તકસાધુ હતો—

ખુબજ આતુરતાનો ઉભરો દર્શાવતાં એણે ફરી પૂછ્યું,

"ત્હારૂં નામ તો કહીશ જરા ?"

"મદનમિત્ર."

'ભાઈ, મદનમિત્ર ! જો ત્હમે તક્ષશિલાના યુવકોના પ્રતિનિધિજ હો–તો તક્ષશિલાના પાણીદાર યુવકોને ત્હમારા જેવા પ્રતિનિધિ ચૂંટવા બદલ મ્હારાં અભિનન્દન છે !"—પ્રધાને અનુક્રમે બુદ્ધભકિત અને વીરમતિ તરફ અનુમતિ માંગતી નઝરે જોયું અને પૂછ્યું,

"બુદ્ધભકિતજી ! ત્હમને અને વીરમતિજીને જો મોડું નજ થતું હોય તો આપણે અત્યારેજ જરા પાછા ફરી–આ ભાઈ સાથે–જ્યારે એ પ્રતિનિધિ સ્વરૂપેજ આવ્યા છે તો બે ચાર મોકળા મનની વાતો કરી લઇએ !"

"ઓહો, અમો તો રાજનીતિની ચર્ચા માટે સદાએ જાગૃત જ છીએ !"

"હું પણ બુધ્ધભકિતના વિચારનો જ છું !"

અરૂણદત્ત બે ડગલાં આગળ વધી સત્કારનો અભિનય કરતાં કહ્યું,

"તો ચાલો ભાઇ, મદનમિત્ર ! દિલ ખોલીએ–ને વાતો કરીએ !"

"પણ મ્હને ત્હમારામાં વિશ્વાસ નથી !"

'વિશ્વાસ એ તો કેળવવાની વસ્તુ છે-અને સાચી આપ-લે નો સોદો છે ! નકામી આમ રસ્તામાં ઉભા ઉભા મન સાથે ગડભાંગ ન કરો ચાલો, આ તો સમગ્ર મગધના કલ્યાણની વાત છે !"

"ત્હમારે હૈયે ?—અને તે પણ મગધનું કલ્યાણ ?"

"વિશ્વનું—!"

"આવો દમ્ભ શા મેળે કરતા હશો ?"

"કોણ કહે છે દમ્ભ કરૂં છું ?—મદનમિત્ર ! હમણાં હમણાં તો ભુખ ને તરસ પણ મ્હારી પાસેથી ભાગી ગયાં છે !—ત્હમે તો એકલા તક્ષશિલાના યુવકોના જ પ્રતિનિધિ હશો-પણ ત્હમે જાણો છો-કે સમગ્ર મગધવ્યાપિ સારીયે શકસત્તાનો-હું પ્રતિનિધિ છું !"

"જાણું છું-અને સાથે સાથે એ પણ જણાવું છું કે શકસત્તાના પ્રતિનિધિને સારૂંયે મગધ નિન્દે છે !"

"મદનમિત્ર !—નિન્દાના કંટકોથી અલંકૃત થયેલી પ્રશંસાનાં પુષ્પોની માળા રાજનીતિજ્ઞો જ એકલા હસતે મ્હોઢે ધારણ કરી શકે છે !"

"વારૂ, તો એક પ્રશ્ન પુછું ત્હેનો ખુલ્લે હૃદયે જવાબ આપશો ?"

એટલામાં ઉક્ષ અને નાગે પ્રવેશ કર્યો.

અરૂણદત્તને સ્હામે જોતાં ઉક્ષ અને નાગ કંઇક સન્દેશો સંભળાવવાને હોઠ ફફડાવવાની-ફાડવાની તૈયારી કરતા હતા પણ પ્રધાને જ ત્હેમને હાથ અને આંખોથી એક પણ શબ્દ બોલ્યા વગર આઘે મૂંગા મૂંગા ઉભા રહેવાની સૂચના કરી—

શેઠની સૂચના માન્ય કરી બન્ને નોકરો આજ્ઞાની રહ જોતા સર્વ મંડળની પાછળ સાવધાનીથી ઉભા રહ્યા.

"ના કહ્યું જે—આવો, નિરાંતે ઘરમાં બેસી દિલખુલ્લી વાતો કરી

લઇએ—રસ્તામાં તે વાતો હોય ?—અને તે પણ આવી મહત્વની ? દિવાલને પણ કાનો હોય છે ! વાયૂ પણ વાતનું વહન કરી વિશ્વમાં વિસ્તારી શકે છે ! ”

મદનમિત્રે અરૂણદત્તની આછી આછી કીર્તિ—ગાથા સાંભળી હતી—પણ આમ એને પ્રત્યક્ષ મળવાનો તો ત્હેને માટે આ પ્હેલો જ પ્રસંગ હતો–તેથી ત્હેને મનમાં ભય હતો કે વખત છે ને લાગ મળે અને શિયાળ સિંહને સકંઝામાં સપડાવી દે તો ?—

આમ છતાં ત્હેણે હિંમતથી આગળ ડગલાં ભરી અનુભવ કરવાનું સહજ મન થઇ આવ્યું ! અને વિનય સ્હામે વિનય પણ દર્શાવ્યો.

“વારૂ તો મુરબ્બી ! મ્હારા શરીરને આપના મકાનમાં સહજ પણ ઇજા થઇ છે તો ત્હમારી બુરી વલે થઇ જાણજો !—અને ત્હમે એમ માનતા હો કે હું એકલો છું અને શું કરી શકીશ ?–તો તે ત્હમારી ભૂલ છે !—મ્હને સારાય મગધના યુવાનો અને યુવતીઓનું પીઠબળ છે—જે ત્હમને—કે ત્હમારા જેવા પ્રજાદ્રોહી હઝારો અરૂણદત્તોને પાટલીપુત્રના ચન્દ્રચોકમાં ફાંસીએ લટકાવવાનું વિશુદ્ધ વ્રત લેઇને—તકની રાહ જોતાં બેઠાં છે !—માટે હજુ પણ છેલ્લું છેલ્લું ગાર્ડ બજાવીને સુણાવી દઉં છું કે મ્હારી સાથે દગલબાજી કરતાં—ચાલબાજી રમતાં વિચાર કરજો –નહીંતર માથું ધડ પર નહીં રહે ! ”

‘મદનમિત્ર ! ત્હમે મ્હને આવું લાંબું ચેતવણી પુરાણ ન સંભળાવ્યું હોત તો પણ ચાલત—કારણ હું જે જાણું છું તે ત્હમે જાણતા હો એમ નથી લાગતું !’

‘ શું મુરબ્બી ?—”

‘ રાજનીતિ.”

‘ રાજનીતિનો વાણીવિલાસ ત્હમનેજ શોભે ! અમે તો વાણીને સંયમથી બાંધી રાખી છે–અને કર્મને અમારો ઇષ્ટ માન્યો છે–આ

તલ્વારને મ્યાનથી મુકત કરી છે-તે પણ ધર્મકર્મની સંસિદ્ધ માટેજ!-ધર્મ નર્યો-કર્મ સધાયાં કે તરતજ અમારી તલ્વાર મ્યાનબદ્ધ બનશે—"

"પણ મ્હારે ત્હમને બીજુંજ કૈં કહેવાનું છે જે ત્હમો નથી જાણતા-અને જાણશો એટલે મ્હારામાં ત્હમારો અટલ વિશ્વાસ ચ્હોંટશે !"

"તે શું ?"

"રાજનીતિ દૂતનો અને પ્રતિનિધિનો વધ કરવાની મના કરે છે-આ નીતિ હું જાણું છું એટલે ત્હમારા સરખા પ્રતિનિધિ સાથે મ્હારે કેવું યોગ્ય વર્તન કરવું જોઇએ તે હું સારી રીતે જાણું છું-તો હવે મ્હારામાં સંપૂર્ણ વિશ્વાસ મૂકી મ્હારી સાથે ચાલો કે આપણે વાતનો જલ્દી નીવેડો લાવી દઇએ-ચાલો, બુદ્ધભકિતજી ! વીરમતિજી પધારો !" કહી અરૂણદત્ત આગળ ચાલી નીકળ્યો-કારણ પ્રતિનિધિનો ત્હેને સત્કાર કરવો હતો !

બુદ્ધભકિતએ મદનમિત્રની તરફ સસ્મિત જોઇ કહ્યું,—ત્હેણે પાછળ પણ નઝર કરી લીધી તો જોયું કે નોકરો બન્ને પ્રધાનની પાછળજ ચાલી નીકળ્યા હતા.

"મદનમિત્રજી ! પધારો—"

"ચાલો !—" કહી મદનમિત્રે આગળ ચાલવા માંડ્યું અને ચાલતાં ચાલતાં એક બે વાર ગરદન ફેરવી પાછળ-પણ ખૂબ આઘે નઝર નાંખી—

વીરમતિએ પૂછ્યું,

"ત્હમો શોધો છો કોને ?"

"કોઇને નહીં !"

"કોઇ ત્હમારા સાથીદાર તો પાછળ નથી રહી ગયા ને ?"

"અત્યારે તો આ મકાનમાંજ મ્હારા સાથીદારો છે !"

"તે અમો ત્હમારી સાથેજ છીએ-પ્રધાનજી ત્હમારી સાથે કૈં

પણ દુર્વર્તન કરે તે પ્હેલાં અમો ત્હમારું રક્ષણ કરીશું!-વારૂ, મદનમિત્રજી! ત્હમે ધર્મસંઘના સેવક ખરા કે?”

‘વીરમતિજી! પાટલીપુત્રનાં ક્યાં યુવક-યુવતી એ દાવાનલમાંથી બાદ હશે ત્હેની મ્હને ખબર નથી!”

“મદનમિત્રજી! ધર્મસંઘ એ ધતીંગ નથી?”

“અને ત્યારે શકસત્તાએ ધીંગાણું નથી?”

‘રામરાજ્યને ધર્મસંઘ સિવાય કોઇજ વખોડતું નથી!”

“અને ત્યારે શકસત્તાને-રાવણસત્તાને પાટલીપુત્રના પ્રધાનમંડળ સિવાય બીજું કોઇજ વખાણતું નથી!”

“વારૂ, મદનમિત્ર! પ્રજાને ત્હમે ઓળખો છો?”

“—અને મ્હારા પ્રબુદ્ધને—?”

“પ્રબુદ્ધ ત્હમારો દીકરો થાય?”

‘હા—અને પ્રજા આ વીરમતિજીની દીકરી—અને તે વળી સો દીકરાની ગરજ સારે એવી!

“તેથીજ એને ધર્મસંઘે પુરુષપુર અને ગાન્ધારની સેવા સોંપી છે!”

“—અને મ્હારા—”

“સમજ્યો ત્હમારા પ્રબુદ્ધની સ્થિતિ જાણવા ત્હમો ખુબ આતુર છો—હું ભૂલતો ન હોઉં તો મ્હેંજ એને તક્ષશિલાના બળવાની રાતે અંગ-વંગ અને કામરૂપ તરફ એક ખાસ અગત્યના કાર્ય નિમિત્તે રવાના કર્યો છે!”

એટલામાં પ્રધાનના મકાનનું દ્વાર આવી પ્હોંચ્યું એટલે બુદ્ધભક્તિએ મદનમિત્રને ખભે હાથ મૂક્યો અને કહ્યું,

“મદનમિત્રજી! કેટલો નિષ્ફળ કરીએ તો અમને અમારાં દીકરા-દીકરીનાં મ્હોઢાં જોવાનો મોક મળે?—મદનમિત્રજી! આતે મશ્કરી નથી!—અમારાથી હવે વિયોગનું દુઃખ નથી સ્હેવાતું!—અ

જૂઓ સાથે સાથે—" આમ બોલી બુદ્ધમતિએ આજૂબાજૂ એક ચોકભરી નઝર ફેંકી લેઈ આગળ બોલવા માંડયું,—

—અને ત્રિપુટીને આવતાં વાર કેમ થઇ?–આમ વિચારી બગીચામાં પડતાં બારણાંની ઉપર આવેલી બારીએ અરૂણદત્ત જોવા આવ્યો–તેજ સમયે બુધ્ધભક્તિ વાણિયો મદનમિત્રને સાવચેત બનવાની સૂચના આપતું એક મર્મભર્યું વાકય સંભળાવી રહ્યો હતો,—

"અમારૂ માનો તો પાછા ફરો!—અરૂણદત્તે ત્હમને આંટમાં લીધા છે ત્હેની હજુ પણ ત્હમને ગમ પડી નથી!–ત્હમે એમના ઘરમાં પગ મૂકયો પછી એ રાજા છે!–એનાં મકાનનાં કોઇક ઓરડા–ઓરડીમાં જો ગોંધાઈ પડયા તો વર્ષો સુધી ત્હમારો છૂટકારો નથી!–અને—"

અને–થી આગળ વધે કે કંઇક કહે તે પ્હેલાં તો પ્રધાનના નોકરો ઉક્ષ, નાગ, વિભુ અને બીજા બેચાર વધારે જણે–ઉભેલી ત્રિપુટી પર ઓચિન્તોજ હલ્લો કર્યો.

મદનમિત્રે જેમાંના એકને તો હાથમાંની ખુલ્લી તલ્વારનો ઘા કરી ધરાશાયી પણ કરી દીધો!

# પ્રકરણ ૨૫ મું.



## કોટ આગળ અને માયાને ત્યાં.



નવ માઈલની લંબાઈ અને દોઢ માઈલની પહોળાઈમાં પાથરી પને પથરાયલા પાટલીપુત્રને-કમરકંદોરા જેવા વિંટળાઈ ઊભેલા સાગના લાકડાના કઠેરાના (કોટના) ચોસઠ દરવાજામાંના પશ્ચિમ તરફ આવેલા એક દરવાજાના કાષ્ટના ઘુમ્મટની નીચે ઊભી ઊભી પાંચ છ વ્યક્તિઓ કૈંક છાની છાની વાતો કરી રહેલી દ્રષ્ટિગોચર થાય છે

પાટલીપુત્રના ઉત્તર સીમાડે આવેલું બુદ્ધ મન્દિર વટાવ્યા પછી બે કોશ દૂર કપોતિક સંઘનું સમ્રાટ અશોકનું નિર્માણ કરેલું મકાન આવતું હતું.

યુવકોએ ઘુમ્મટની નીચેથી બ્હાર નીકળી આગળ ચાલવા માંડ્યું.

એક યુવક બોલ્યો, "આપણે મઠ આગળ જઈએ હવે?"

બીજાએ કહ્યું, "નહીં, સંકટસૂચક શંખનાદ થયા વિના આપણે આ સ્થાન છોડવાની જરાય જરૂર નથી—અને વધુમાં તેમ ન કરવાની આપણા નાયકની આજ્ઞા છે!"

'પણ આમ તે ક્યાંસુધી નવરા ઉભા રહેવું?—મ્હને તો હથેળીમાં ચેળ આવે છે!"

"અલ્યા પિનાક! ત્હારો તો સ્વભાવજ દંડાબાજ રહ્યો!"

"હા, પણ તે આમ ઉભા રહેવામાં શી મઝા? બે બાઈએ-બે દઈએ કે પાર આવી જાય!"

"ત્યારે ત્હારાથી તો જાણે નવરાજ ઉભા ન રહેવાય?—નવરો પડે તો છેવટે વા જોડે પણ વઢે!—વારૂ, પણ પાર કે ઝાપી તો કોને લપેટામાં લેઈશ?"

"આપણે તો પેલા બગદિયાને દાઢમાં ઘાલ્યો છે—ઝપાટામાં આવે કે ભોરફૂટો!"

"કોણ?—બગદિયો કયો?"

"આ પેલો દેશાનન્દ."

"બહુ વિદ્વાન છે અને પંડિતો તો એને ખૂબ ખૂબ સન્માને છે—પછી ત્હને કાં એના તરફ આટલો બધો ભાવ ઉભરાઈ આવે છે?"

'ભલે વિદ્વાન હો!—પણ એના જેવો બુદ્ધસાધુઓમાં એકે બીજો ચંડેલ નથી!"

"લોકો તો લાખગણું કહે—પણ તેં કોઈ દિવસ નજરોનજર એને રઝળતો કે વારાંગનાને ત્યાં અફળાતો જોયો છે?"

"એકવાર મ્હેં એને સાયંકાળે કનિષ્કકતારમાં આજુબાજુ ડાફાં મારી-કોઈ જોતું નથી મ્હને-એમ માની માયાના ઘરમાં હડપ દેતોક ઘૂસી જતો જોયો છે-મ્હેં!—અને બીજી વાર રંગાલયની બાજૂના સુરાપીઠમાં એક ખૂણામાં કટોરી પર કટોરી ચ્હઢાવતો-હવે કૈં પૂછવાનું છે ત્હારે?—"

"તું કહે એ ખરૂં ભાઈ!-કારણ આખા નગરમાં રખડપટ્ટી કરવામાં તું એના પિતરાઈ ભાઈ જેવો!—અને તું કોઈની સાંભળેલી માને એવો પણ નથી તો!"

અહીંયા આગળ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં દૂરથી

આવતો શંખનાદ સંભળાયો.

—અને યુવકો સચેત બન્યા

એક બોલ્યો, "અલ્યા, કુહાડી ખાસ ભુલાય નહીં—કોની પાસ છે એ?"

'આ રહી મ્હારે ખભે."

"—અને લમણાંનાં સાંધા તોડવાની નરાજ આ સેવકની ખાંધ પર છે."

"—અને કુંટીમાંથી આખો ને આખો ઉચકવાનું ત્રિશૂળ આ પિનાક-શંકરની મુઠ્ઠીમાં શત્રુઓના કાલની પ્રતિક્ષા કરી રહ્યું છે!"

"અને પરશુરામના તીખ બ્રાહ્મણત્વ જેવી ધારદાર ફરસી આ રહી બન્દાની બગલમાં!"

'ઠીક, ઠીક ચાલો ત્યારે હવે વિલમ્બ કરવામાં માલ નથી!"

જે સમયે પાટલીપુત્રના કોટ આગળથી મઠ તરફ જવાને યુવકોએ કુચ કરી તે સમયે—

—રંગાલયમાં ભગવાન બુદ્ધની તપશ્ચર્યાનું આવળીનું દ્રશ્ય ભજવાઇ રહ્યું હતું.

—કનિષ્કકતારની વિલાસગલીમાં માયાના મકાનને અગ્નિના ભડકા ભરખી રહ્યા હતા.

—રાજવાડાને બીજે નાકે આવેલા ઉપમન્ત્રી વિશ્વગુપ્તના મકાનમાં પણ ભયંકર આગ લાગી હતી!

—માયા એક સંગીતની સ્થાયી (આસ્તાઇ) ની પંક્તિને ઘુમાવી રહી હતી-ઘુંટી રહી હતી કે,—

સંગત કીજે એસે સુજનકી
સંકટમેં જો ભાગ ન જાવે—સંગત.

—મૃદંગવાદક

દીપચન્દી તાલના-પરણુતોડાથી ભર્યા ભર્યા બોલ ખરેખરી રસઝટ સાથે બજાવી રહ્યો હતો

એ સમયની પા માત્ર બાકી રહેતાંજ પરણ બાંધતો અને ત્રણ આવૃત્તિએ પાછો સમ ઉપર આવી અડી જતો—સમનો દેખાડ કરતો !

—અને બીનકાર અનિરૂદ્ધ રૂદ્ર બીનના તારો પર ખુબ સ્ફુર્તિથી અંગુલિઓ સરકાવી એવા તો સ્વર પર સ્વરો ભરી દેતો—જાણે કે ભ્રમરગૂંજન !

એટલામાં ત્રીજા મજલાની બારીમાંથી આગના ભડકાએ ડાસિયું કર્યું—સંગીતરસિક સજ્જનોની સ્હામે દાંતિયું કર્યું—

એક ચકરી પાઘોટીવાળાએ હબકીને ઝડપ દેતાકે ઉભા થઇ જઈ ફાટી આંખે કહ્યું,

"આગ !-આઆઆ......!"

બીજાએ કહ્યું,—

"આગ લાગ્યા ! ભાગો બાપલા" કહી તે ઉભો પણ થઇ ગયો.

ત્રીજાએ કહ્યું,—

"માયા ! મારી નાંખ્યા !—"

ચોથા ટાંટિયા લંબાવી ગાદીતકિયે બીલકુલ બેપરવાઇ અને આરામથી પડેલા સાચા સંગીતરસજ્ઞ મસ્તે કહ્યું-જેની મસ્તી વધુ પડતી સુરાને સ્વાધીન હતી –

"માઆ—યા ! એક–એવો તો પ્યારી, મ–લ્હાર છેડ કે મૂસળ-ધાર વર–સાદ વરસે !–કેંકની આગ—ઠંડીક—"

માયાએ ખિજાઇને કહ્યું,

"આ ગવેડાને બારીએથી બ્હાર ઉસેટી દો ! અને—"

માયા કૈં પણ વધુ આગળ બોલે કે વર્તન કરે તે પ્હેલાં તો—સંગીતરસિક સજ્જનો જે બાજૂ પર બેઠા હતા તેજ બાજૂનો દીવાન-ખાનાનો ભાગ કડડભૂસ કરતો કે નીચે તૂટી પડયો—

—અને સંગીતભક્તોને વિનાયત્ને અગ્નિ-રથની યાત્રાનું ફળ મળ્યું !—ત્હેમની ઇચ્છા ન્હોતી કે કર્મોનું ફળ આવું અને આટલું

જલ્દી મળો !–પણ પ્રભુ ઇચ્છા !—

દશ્ય જોઇ માયા ઘડીભરને માટે તો અવાક બની ગઇ–પણ તે સહજમાં સ્હમજી ગઇ કે આ વિમૂઢ બનવાનો સમય નથી !

ત્હેણે સાજિન્દાઓને સમ્બોધી કહ્યું,

'સુરનિધિ ! નાટયાચાર્ય ! કલાકલાપ ! રાસેશ્વર !––આજ ત્હમારાં જ્યાંના ત્યાં પડયા રહેવા દો–અને બીજી બારિયોએથી ન્હાસી છૂટવાની વ્યવસ્થા કરો !"

આમ બોલતાં બોલતાં માયાએ બાજૂના એક ખણ્ડમાં પ્રવેશ કર્યો—

—પર્યંકની નીચેના ગુપ્તભણ્ડારનું દ્વાર ત્હેણે ખોલ્યું અને ત્હેમાંથી રેશમી વસ્ત્રનો બનાવેલો એક મ્હોટો દડો કહાડયો—

છાતી સરસો ચાંપ્યો અને તે બબડી,—

"પ્રિયજનની પ્રિય વસ્તુ સહીસલામત સુપ્રત કરવી જોઇએ ! પછી ભલે આ શરીર આગમાં ભસ્મીભૂત થઇ જાય !"

ત્હેણે ઓઢણીના છેડાની મદદથી તે કન્દુકને–દડાને ચપસાવીને–છૂટી ન જાય તેમ છાતી સરસો બાંધ્યો અને કક્ષની બ્હારના દીવાન-ખાનામાં આવી –

એણે દીવાનખાનામાં પગલાં માંડયાં ને પડું પડું થઇ રહેલો દીવાનખાનાનો બાકીનો ભાગ કડડડ કરતો કે નીચે ધસી પડયો––

—તે સમયે સુરનિધિ નાટયાચાર્યજીને કહેતો હતો કે–આજે મ્હેં વીણાનો 'સા' ભર્યો ને મ્હને લાગ્યું–જાણે અગ્નિ–અગ્નિ વરસી રહ્યો છે!"

"મ્હને પણ મૃદંગની થાપ આજે ભૈરવની ત્રાડ જેવી—"

નાટયાચાર્ય વાક્ય પૂરું કરે તે પ્હેલાં તો માયા સાથે બધાંય નીચે ધસી પડયાં !

માયાને નીચે પડતાંની સાથેજ કોઇકે ખભે ઉપાડી લીધી—

––અને ઉપાડનાર અગ્નિજ્વાલામાં ફાળ ફાળ ભરતો–અથડાતો કૂટાતો મકાનની બ્હાર નીસરી પડયો.

# પ્રકરણ ૨૬ મું.

## દેશાનન્દ અને ભવબાલચન્દ્ર.

બીજી બાજુ પંડિતપુરીના બ્રહ્મકુમારોમાંનો એક જુવાન ગદાધર જ્યોતિષ સંઘનાં બારણાં પર કુહાડીના ફટકા મારી રહ્યો હતો અને બોલતો હતો કે આજ કુહાડીથી પ્હેલું બુદ્ધઘોષનું માથું તોડી નાંખીશ !

બીજા જુવાને કહ્યું, "આજે બુદ્ધઘોષ મઠમાં નથી ત્યારે તો આ બોડકાઓ ફાટયા છે !"

ત્રીજા યુવકે કહ્યું, "ભવબાલચન્દ્ર ! કોકિલનું સંગીત ચાલતું હતું—પણ આ કુહાડીના ફટકા પડવા માંડયા ને અટકી ગયું !"

"કોઇક નર્તિકાને મુજરો કરવા પકડી લાવ્યા હશે !—બોડકાઓ બ્રાહ્મણોને બદનામ કરે છે—પણ એમાંથી ખરેખર ખરાબ કોણ છે ત્હેની ખાત્રી અત્યારે અહીં શકરાજને બોલાવી મંગાવી કરાવવી જોઇએ !"

"ભવબાલચન્દ્ર ! શકરાજને નહીં પણ બોડકાઓને ફટવનાર બ્રહ્મદત્તને બોલાવવા જોઇએ !—હવે બધાએ પસ્તાવ છે કે બોડકાઓને હાથ અને સાથ આપવા જતાં એ તો મ્હારેજ માથે ચ્હડી વગ્યા !

પણ કરે શું ? હાથનાંજ કર્યાં હૈયે વાગ્યાં—જોજો એજ બોજો એની છુરી વહેલ કરાવશે અને અણીને વખતે આઘા ખસી જશે !—ત્યારેજ એને ખાત્રી થશે કે મ્હેં બાયલાઓની મૈત્રી કરી હતી !”

બલભાલચન્દ્રે કુહાડીના ફટકા મારતા યુવક તરફ જોઇ કહ્યું, “અલ્યા, કુહાડીથ. ન તૂટે તો પેલો વિમલેશ ક્યાં ગયો ?”

“આ રહ્યો.” કહી એક જુવાન આગળ આવ્યો.

“[illegible]રને નરાજના ગોદા કે પાર આવે !”

ન[illegible]જ[illegible] એ [illegible] પડ[illegible] ન તૂટું તૂટું થઇ રહેલું દ્વાર મ્હોટા અવાજ સાથે ખસી પડ્યું—

અને—“મારો—ટીપો—બામટાઓને ઠોકો !” ના કિલકિલાણ [illegible] મ્હોટા મઠના ચોગાનમાં ધસારો કર્યો.

બુદ્ધ[illegible] માત્રરક્ષાને ખાતર આમતેમ નાસભાગ કરતા હતા—

ત્હેમાંથી બલભાલચન્દ્રે એક જણને ચોટીમાંથી પકડી પાડ્યો—અને ગર્જના કરી,

“બામટા !—”

જવાબમાં બુદ્ધસાધુએ જોરથી પકડાયલી ચોટીને જરાક વધુ બલ કરી સહેજ ત્રાંસી ફેરવી અને ચોટી પકડનારની આંખોમાં પોતાની વધુ સ્થિર આંખો પરોવી.

“યોદ્ધા ! ત્હારી ત્રાટકસિદ્ધ દ્રષ્ટિથી કરી કે કરી જાય એ બીજા ! પાટલીપુત્રના છંછેડાયલા આ બ્રહ્મકુમારોએ હવે એવી કારકદ્રષ્ટિઓને ઢૂંઢી ઢૂંઢીને બાવળના કાંટાઓ ખોસી બાળી-ફોડવાનો દૃઢ નિશ્ચય કીધો છે—જેમાં પ્હેલો વારો ત્હારો આવશે !—” ત્હેણે બાજુમાં આજ્ઞાની રાહ જોતા ઉભેલા બે જુવાનો તરફ કરડી નજરે જોયું અને કહ્યું ‘પરશુ ! ગુણનિધિ !—શું જૂઓ છો ? પકડો આને

બાવડામાંથી-મ્હારા પંઝામાંથી એની બોચી છટકનાર નથી !—અને પિનાક ! ચલાવ ત્હારૂં ત્રિશૂલ !—ફોડ એની પાપી આંખો !—"

નાયકની આજ્ઞાનુસાર પરશુ અને ગુણનિધિએ બુદ્ધસાધુને બાવડા-માંથી રુખત પકડી રાખ્યો હતો—અને બધાય જુવાનોમાં વધુમાં વધુ ઉદ્ધત, ઉછાંછળો અને માથાફરેલ એવો પિનાક હાથમાંનું ત્રિશુલ હલાવતો સ્હામે આવી ઉભો.

—અને સાધુ બોલ્યો,—

"ત્હમે કોની આંખો ફોડો છો ?"

"ત્હારી !"

"કારણ ?"

"ત્હારી આંખો પાપી છે !"

"કોણ કહે છે ?"

પિનાક વચમાંજ બોલી ઉઠ્યો.

"અરે, હું કહું છું !"

"પાપ કરતાં મ્હને ત્હમે ક્યારે જોયો ?"

"વારાંગના માયાના મકાનમાં મ્હેં ત્હને મ્હારી સગી આંખે-ડોકિયાં મારી ઘૂસતો જોયો છે !"

જવાબમાં સાધુ ખડખડાટ હસ્યો.

"હસવાનું ખસવું થશે હમણાં-તે વિના ત્હારૂં પાપી ભયંકર હસવું પણ ખાળવાનું નથી ! હસવું હોય તેટલું પેટ ભરીને હસીને-હમણાં બેચઠી પછી પોક મૂકી રડવું પડશે !"

સાધુએ વધુ નીડરતાથી જવાબ આપ્યો,

"રહે એ બીના !—અને માયાને જઈ જરા ત્હમારામાંથી કોઈક પૂછી આવો કે દેશાનન્દ ત્હારે ત્યાં કેમ આવ્યો હતો ?"

"ત્હારી આંખો ફોડીશું અત્યારે તો—અને એને ઉપહાર આપવા

જઇશું ત્યારે પૂછીશું !"

"મ્હારી આંખો નગરનારીને ઉપહાર દેવા લાયક નથી !-ફોડવી હોય તો ફોડો !-પણ બુદ્ધમન્દિરમાં જઈ ભગવાનબુદ્ધની પ્રતિમાના વજ્રાસન પર ઉપહાર ધરી કહેજો કે અમો પાટલીપુત્રના દંભી, ધર્માન્ધ બ્રાહ્મણોએ નિર્વાણપદની મહાશ્રદ્ધા પ્રતીક્ષા કરતી-દેશાનન્દની બે પવિત્ર આંખો અમારા આ પાપી હાથોએ ફોડી નાંખી છે ! મ બુદ્ધ આર્યત્વનાં-કાળા કલંક સમાં-બર્બર-જંગલી અમો છીએ ! અમો ઇચ્છીએ છીએ કે જગત પર હિંસા અમર તપો !"

"**अहिंसा परमो धर्म** નું સૂત્ર અમારે ભણવું નથી ! ઈશ્વરના ઇશત્વનું કે અસ્તિત્વનું ખણ્ડન કરી અમારે જગતને વક્ર માર્ગ નથી બતાવવો !-અને જો ભારતવર્ષનું કોઈએ પણ વધારેમાં વધારે અકલ્યાણ કર્યું હોય તો તે બુદ્ધોની બાયલી અહિંસાએ !"

"શું કહ્યું !-બાયલી અહિંસા ? અહિંસાસમું વીરત્વભર્યું સંસારમાં બીજું એકે શસ્ત્ર નથી !-હિંસાનું અસ્તિત્વ જુસ્સાના જુવાળ ઉપર છે અહિંસાનું જીવન અમર છે !-કારણ સમગ્ર સંસારનું સંચાલન કરતું સનાતન પ્રેમતત્ત્વ એનો પ્રાણ છે-પ્રેમ એટલે અહિંસા ! સંયમની એને લગામ છે-એટલે અહિંસા કદિ પણ સાનભાન ભૂલી હિંસાની માફક ગાંડીતૂર બનતી નથી !-હિંસા એટલે બર્બરતા !-વિશ્વના વિકૃત મસ્તિષ્કોનું ગાંડપણ !-અને અહિંસા એટલે એક અને અજોડ એવું આર્યત્વ !-સંસારશ્રેષ્ઠ સંસ્કૃતિ !-ડહાપણનો દરિયાવ !"

"તું ગમે એટલી વિદ્વત્તા બતાવ-પણ અમો ત્હારી આંખો ફોડયા વિના ત્હને છોડનાર નથી !"

"ભલે, તેમ કરો !-પણ મ્હને શ્રદ્ધા છે કે મ્હારી નિર્વાણ-પ્રવાસિની આ બે આંખોના બલિદાનરી ત્હમોને આજે સદ્ધર્મદર્શન થનાર છે-અને તેથીજ મ્હારી આંખો ફોડનારને ભગવાનબુદ્ધે ત્હમને

અહીં સુધી પાડ્યા છે—પ્રેર્યાં છે! દિવ્ય પ્રેરણા અને સ્વર્ગીય સ્ફુરણા વિના સંસારમાં કોઈપણ અમર કાર્યો થતાંજ નથી!—અને આજનું મ્હારૂં 'નયન–બલિદાન" ભારતીય ઇતિહાસનાં પાનાંઓ ઉપર અમર થવાને સરજાયું છે—નહીંતર ત્હમારા જેવા પાપાત્માઓની દ્રષ્ટિ મ્હારી પવિત્રપથપ્રવાસિની આંખો પર પડેજ ક્યાંથી?—મ્હારાં બાવડાં કે બોચી પકડી રાખો વા છોડી દો એ બધું ય સરખું છે-બલિદાન આપવા હું ઉભેલો અહીંથી એક પણ ડગલું ચસનાર નથી!—અને મ્હારે સહાય જોઇતી હોત તો સાધુઓને શસ્ત્રો ઉઠાવવાની હમણાંજ આજ્ઞા કરત પણ નહીં—

"**अहिंसा परमोधर्म।**"—હું એક છું-ત્હને બધા છો! હું અહિંસાનું અજેય અને અચળ વ્રત લેઈ બેઠો છું-ત્હમો ગાંડા હાથીની માફક હિંસા કરવા ધસી આવ્યા છો તો ભલે તેમ કરો!'

'વારૂ, અમારૂં કહ્યું કરશે?"

'આ દેશાનન્દે ભગવાનબુદ્ધ સિવાય કોઇનું પણ કહ્યું ન કરવાની દ્રઢ પ્રતિજ્ઞા લીધી છે!"

"અમારે કૈં ત્હને બ્રાહ્મણ નથી બનાવવો—ધર્માન્તર એ અમારો ધન્ધો નથી!"

"—પણ અહિંસાના અમર રંગે રંગાવવું બુદ્ધાર એજ આ સંસારનું સાચું બ્રાહ્મણત્વ છે!—બ્રાહ્મણત્વની શુદ્ધ અને સાચી વ્યાખ્યા ત્હમે ભુલ્યા છો!"

"ત્હમો ભુલ્યા છો કે અમો ભુલ્યા છીએ—એ પ્રશ્નનું નિરાકરણ રાજગૃહીના મહારાજ કરી બતાવશે!"

"કોણ! પેલો ચન્દ્રગુપ્ત?" દેશાનન્દની આંખોમાં તિરસ્કાર હતો

"હા આજે ત્હારે મન પેલો છે—પણ સંજોગો પલટાતાં કાલે એનાજ ચરણોમાં ત્હારે માથું નમાવવું પડશે!"

"એવા સદ્ધર્મશત્રુને આ શિર કદાપિ નમશે નહીં!—અને એમ બને તે પહેલાંજ આ દેશાનન્દ પોતાનાં મસ્તકકમલથી ભગવાનબુદ્ધના ચરણોને ચુમ્બન કરવાની તૈયારી કરશે!"

"ત્હેં કદિ પણ ચન્દ્રગુપ્તમહારાજનાં દર્શન કર્યાં છે?"

"એ સદ્ધર્મશત્રુનું મ્હોડું જોવા આ નેત્રો નથી જન્મ્યાં!"

"પણ એણે ત્હમને લોકોને નિર્મૂલ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે!"

"મહાસંઘસ્થવિર બુદ્ધઘોષ અને મગધનો ચિરસ્થાયી પ્રધાન અરૂણદત્ત જ્યાંસુધી જીવે છે ત્યાં સુધી રાજસત્તાનો વિનાશ—એ સ્વપ્નમાત્ર છે!"

ચાલૂ વાર્તાલાપમાં વચ્ચેજ પિનાક નામનો જુવાન બોલી ઉઠ્યો,

"અરવા, ભવભાલચન્દ્ર! આ શું માંડ્યું છે?—ત્હને ને મ્હને બધાને અહીં લાવ્યા! એ દેશાવાં દેશ-ધર્મ-પ્રશ્નો કરવા હોય તો બોલાવ એને એ દેશ પંડિતપુરીમાં—પછી જો, મેં એના બાપાઓ પંડિત બ્રાહ્મણો કેવા ભગાડે છે તે!"

"પિનાક ત્હેં ઠીક યાદ કરાવ્યું—નહીંતર—" એમ બોલી ત્હેણે દેશાનન્દ તરફ નજર કરી—

એટલામાં સામેથી સશસ્ત્ર પચ્ચીસત્રીસ બુદ્ધસાધુઓએ વ્યાખ્યાન ભવનમાં પ્રવેશ કર્યો અને તેઓ કંઈ પણ અજુગતું કરે તે પહેલાંજ દેશાનન્દે માનવગર્જનાના પ્રતિધ્વનિ સમાં—

"**अहिंसा परमोधर्म ॥**" મહાવાક્યનો ઉચ્ચાર કર્યો—આગન્તુક સાધુઓએ શસ્ત્રો નીચાં નમાવી દીધાં!

સારાય મગધમાં દેશાનન્દની કીર્તિ બાકી મહાસંઘસ્થવિર નરીકેની હતી!

બુદ્ધઘોષની ગેરહાજરીમાં સાધુઓ દેશાનન્દની આજ્ઞાનેજ અનુસરતા હતા અને એ અહિંસા બુદ્ધઘોષનો હતો!

દેશાનન્દના શાન્ત શબ્દોમાં પણ કેટલી સત્તા અને કેટલો જોર સમાયલો છે એનું બ્રહ્મકુમારોને અત્યારેજ ભાન થયું !

બધું શાન્ત હતું—

એકલો ઉદ્ધત પિનાકિન્ બોલી ઉઠ્યો—ત્હેનાથી ન રહેવાયું—

“ત્હમે બધા આઘા ખસી જાવ—આ બધાને હું એકલો પુરો પડીશ !” આમ બોલી હાથમાંનું ત્રિશૂલ ઉંચું કરી એણે આગળ ધસારો કરવા પગલાં માંડયાં-

હજુ તો એણે કૈંજ કર્યું નથી ને પ્હેલાં તો એની ફાટી આંખો-એનો જુસ્સો અને ધસારો જોઇ સાધુઓનાં શિર હાલી ઉઠ્યાં—શરીર કમ્પી ગયાં—જરાક ખસાખસ થઇ !

ભવભાલચન્દ્રે આગળ વધી પિનાકિનનું કાંડું પકડ્યું અને કહ્યું,

“પિનાકિન ! **शान्तं पापम् !—**”

પિનાકપાણિ થમ્ભી ગયો. અને ભવભાલચન્દ્રે દેશાનન્દને પુછ્યું.

“નિર્ભયાત્માનન્દનો દીકરો ક્યાં છે ?”

“કોણ ?—ચન્દ્રચાર ?” દેશાનન્દે પૂછ્યું.

“હા, વિદ્યાવારિધિ ચન્દ્રચાર—અને ત્હેની દીકરી હાસ્યમની તથા મન્ત્રદત્તની દીકરી સોમલતા પણ ત્હેની સાથેજ છે.”

“ત્હમે એમને મળવા આવ્યા છો ?”

“મળવા નહિ—મુક્ત કરાવવા !”

“—પણ એમની મુક્તિ કે બન્ધનની સત્તા મ્હારા હાથમાં નથી ! એ સત્તા મહાસંરક્ષકાવરની છે—હું બહુ તો ત્હમે એમને મળી શકો એવી વ્યવસ્થા કરી શકું !”

ભવભાલચન્દ્ર જરાક મુંઝાયો પણ બીજીજ પળે ત્હેને કૈંક યુક્તિ સૂઝી આવી—ને બોલ્યો,—

“ઠીક, તેમ કરો !—કેદખાનું ક્યાં આવ્યું ?”

“આવો, મ્હારી સાથે—બતાવું !”

અબાય બ્રહ્મકુમારોએ દેશાનન્દની પાછળ જવા માંડ્યું.

ન્હાની અને એક અન્ધારી વજ્રગલી વટાવી સઘળા એક બોગાનમાં આવી ઉભા રહ્યા અને દેશાનન્દે નાયક ભવભાલચન્દ્ર તરફ જોઇ કહ્યું,

"મ્હારાં બાવડાં પકડેલાં છોડો તો હું કારાગારની કૂંચી લેઇ આવું !"

"કૂંચી ક્યાં મૂકી છે ?–અમને કહો અમો લેઇ આવીએ–એમ ત્હમને છૂટા નહી મૂકાય !"

"પણ મ્હારે બ્હાર નથી જવું !"

"તો ?"

"આ સ્હામે જણાય છે તે બોધિસત્વની પાસે મ્હારે જવું પડશે !"

"તે શું કૂંચી એ વડની વડવાઇઓ પર લટકાવી રાખી છે ?"

"હું મશ્કરી કે બનાવટ નથી કરતો–એમાં એક બખોલ છે–"

"તેમાં છે ?–તો અમોજ શોધી લઇએ છીએ ત્હમો અહીંયાંજ સ્વસ્થ ઉભા રહો !"

આમ બોલી ભવભાલચન્દ્ર સાથે બેચાર યુવકોએ બોધિસત્વવૃક્ષના થડ પાસે જઇ કેદખાનાની કૂચીની ચારે બાજૂ શોધ કરવા માંડી–પણ ત્હેમને એકેક બખોલનો પત્તો ન લાગ્યો જ્યાં કૂંચી છૂપાવી હોય !

દેશાનન્દ ત્યાં ઉભા ઉભાજ ગામ્ભીર્યભર્યા અવાજે કહ્યું,

"એક હઝાર વર્ષ સુધી રાત ને દિવસ આમ ત્હમો બોધિસત્વની પ્રદક્ષિણા ફર્યા કરશો તો પણ ત્હમને એ કૂંચીનો પત્તો મળનાર નથી !–મ્હારૂં માનો તો મ્હને છૂટો કરો !–હું હમણાંજ તે શોધી ત્હમારા હાથમાં સોંપી દઇશ !"

બોધિસત્વની પાસે ઉભા ઉભાજ ભવભાલચન્દ્રે કહ્યું,

"વારૂ, પિનાકિન્ ! એમને છોડી દ્યો !"

યુવકોએ દેશાનન્દનાં પકડેલાં હાથનાં બાવડાં છોડી દીધાં.

તે બોધિસત્વની પાસે ગયો–

–અને હાથ જોડી કહ્યું.

"ભવભાલચન્દ્ર ! આટલો અધિકાર મ્હને ભોગવવા દો !"

"શાનો અધિકાર ?"

"જે ગુપ્તસ્થાનમાંથી હું કુંચી કહાડું છું તે ગુપ્તસ્થાન ત્હમારે કોઇએ જોવું નહિ !–અને ત્હમે જોઇ શકો છો કે બોધિસત્વની પાછળ એજ વહેંત દૂર ઉંચી ગગનચુમ્બી દિવાલ છે–પછી હું ન્હાસી પણ શકીશ ?–એટલી મ્હારા પર કૃપા કરો. ત્હમે ક્યાં નથી જાણતા કે મ્હારે માથે પણ મહાસંઘસ્થવિરનો સત્તાનો સોટો ઝઝુમી રહ્યો છે ! અને–" એમ કહી તેણે તેનીજ બાજુમાં ઉભેલા ભવભાલચન્દ્રના ખભા પર હાથ મૂકી કંઇક તેના કાનમાં કહ્યું–

–જે ભવભાલચન્દ્રને ગળે ઉતરી પડ્યું–

તે હાથ ઉંચા કરી બોલ્યો.

"ચાલો, આપણે બધા બોધિસત્વની સ્હામે ઉભા રહીએ–કુંચી હમણાં આવે છે !"

બધા આગળ આવી ઉભા

–અને દેશાનન્દ બોધિસત્વની પાછળ ઉભો ઉભો હસતો હસતો બોલતો હતો, "થોડીકજ વાર છે ! ત્હમારી કુંચી મ્હારા હાથમાં છે !"

—અને જોતજોતામાં તો કોણ જાણે એણે બોધિસત્વની પાછળ ઉભા ઉભા શું કંઇક કર્યું–જે આખું ને આખું બોધિસત્વબૂત ઉભેલા યુવકોની સ્હામેજ નમી પડ્યું–

–એટલુંજ નહિ પણ–જે સ્થળે યુવકો ઉભા હતા તેટલા સ્થળની ફરસબન્ધીનો પત્થર એકદમ નીચો નમી ગયો–કોઇ પણ સચેત બને

તે પ્હેલાં તો—ત્હેની ઉપર ઉભેલા બધાય યુવકો ક્યાંક અજાણ્યા પોલાણમાં—ભૂગર્ભમાં ગબડી પડયા—અને નમી પડેલો વિશાળ પાષાણ ખણ્ડ પાછો ઉંચો થઈ—સ્વસ્થાને ગોઠવાઈ ગયો !—અને દેશાનન્દ બોધિસત્વની પાછળથી બ્હાર ચોગાનમાં નીકળી આવી—

"સદ્ધર્મશત્રુઓ !—પંડિતપુરીના પાગલો !—" બોલતો બોલતો સસ્મિત ધીર ગમ્ભીર ગતિએ ચાલતો થયો !

# પ્રકરણ ૨૭ મું.



## સમરાલય કે રંગાલય ?



કુનિષ્કચોકનાં નાટ્યમન્દિરમાં "મહાભિનિષ્ક્રમણ"-નાટકનું એક સુન્દર દૃશ્ય ભજવાઈ રહ્યું છે.

રંગાલયના સંચાલક અને અધિષ્ઠાતા મેઘ અને દામિનીએ રતિ અને મદનની ભૂમિકા ભજવવાનું માથે લીધું છે

દૃશ્ય આ મુજબનું હતું.

એક ગીચ અરણ્યમાં વિશાળ વટવૃક્ષની છાયાની નીચે-એક પાષાણખણ્ડ પર-મહાસંઘસ્થવિર બુદ્ધઘોષ ભગવાન બુદ્ધનો સ્વાંગ સજી વજ્રાસન વાળી બેઠેલા દ્રષ્ટિગોચર થાય છે-અને રતિ સાથે કામદેવ કુસુમાયુધપુષ્પ-બાણ હાથમાં ધારણ કરી ઉભેલો દ્રષ્ટિગોચર થાય છે.

ભગવાન બુદ્ધનાં યોગનિદ્રાના ભારથી ભરેલાં ધ્યાનસ્થ લોચનો તરફ આકુલતાભરી દ્રષ્ટિ કરી મદન રતિ તરફ જોઈ બોલ્યો,—

"રસેશ્વરી !—"

"રસેશ્વર !—"

"મ્હારો બાહુ કાંઈ ખાસ્સું કેમ ફરકે છે ?"

"પ્રાણેશ્વર! કુસુમાયુધ આજે એટલે ફરકતા બાહુમાં સ્થૈર્ય આવશે-બસ આવશે!"

"-પણ મ્હને શ્રદ્ધા નથી કે-"

"કેમ ?-અટક્યા કેમ ? કે શું ?"

"કે-આ વિભૂતિ પર મ્હારો વિજય થશે આજે!"

"એ શંકા ખોટી છે!-શર-સંધાન તો કરો!"

"પ્રિયે! મ્હને શંકા છે છતાં-" આમ બોલી મદને નરતજ ધનુષ્યની પણછ પર એક પુષ્પબાણ ચ્હડાવ્યું-જેનું લક્ષ્ય-નિશાન હતું શાક્યસિંહ-કપિલવસ્તુનો રાજકુમાર ગૌતમ કે જે-

-બચપણથીજ આ વિચિત્ર સંસારની માયાથી જાણે મૂંઝવણ ભરેલાં નેત્ર જોતો હતો

યુવાનીમાં સંસારનાં દુઃખોનાં બિહામણાં અને કરાલનાં દેખાવોએ એને પજવી નાંખ્યો હતો-

અને એના મનમાં આસતી એજ ગડમથલે એને-એ ભવ્ય અને દિવ્ય આત્માને-સનાતન શાન્તિ અને મુક્તિની શોધ માટે જંગલે-જંગલ રખડાવ્યો-દર્શનાદિ શાસ્ત્રોનાં શુષ્ક અધ્યયનમાં વેડિયો બનાવ્યો-ભૂખ્યો તરસ્યો ભટકાવ્યો-

પરન્તુ જન્મોજન્મથી વાન્છેલી ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ ન થઇ એ કશાયથી એને-ત્યારે એણે એક વિશાળ વડના ઝાડની નીચે વજ્રાસન વાળ્યું-સમાધિ લગાવી-

-નાટયમન્દિરની રંગભૂમિ પર અત્યારે ગૌતમની-શુદ્ધોધન-કુમારની એજ અન્તિમ સિદ્ધિદાયિની સમાધિનું દૃશ્ય ભજવાઇ રહ્યું છે!

મદને એક પછી એક એમ દશેક શર છોડયાં પરન્તુ તે સર્વે

ગૌતમનાં ચિત્તનું આકર્ષણ કે સંમોહન કરવાને બદલે શાકયસિંહ ગૌતમનાં મસ્તકે છત્રછાયા કરી રહ્યાં !

નૃત્ત અને નૃત્યના ભેદને સમજનારી રતિએ સંગીતકલાના કીરિટ સમી નૃત્યકલા વિસ્તારી–

— તે પણ શાકયસિંહના કાનોના પડદાને ન ભેદી શકી—

— નાદબ્રહ્મનાં સિદ્ધચક્રના વમળને પાર કરી નિર્વાણપદે પ્હોંચેલી વિમળ વૃત્તિઓને તે ન ચળાવી શકી –

રાચી રાચી રતિ ખૂબ નાચી

ત્હેણે કમલદણ્ડ સમી ડોક એક બાજૂ પર સ્હેજ ઢાળી દીધી–

સ્તન, કમર અને ઉદર અનુક્રમે એક એકની ઉપર ઢીલાં કરી નાંખી દીધાં.

તે ઢીલી બની ધામે ડગલે મદનની પાસે ગઇ–જેણે ત્હેને બાહુપાશમાં બાથમાં સમાવી લીધી.

જાણે કૈંક ઓચિન્તુ યાદ આવ્યું હોય તેમ ચમકી–બીજેજ પળે પ્રિયા પિયૂના પ્રણયપાશમાંથી છૂટી પડી અને બોલી,

"પ્રાણેશ્વર !—પિનાકપાણિએ તો ત્રીજું નેત્ર ખોલ્યું હતું–જે સારૂં હતું–પણ શાકયસિંહે તો એકકે નેત્ર ન ખોલ્યું !–છતાં એ તો બન્ધ નેત્રેજ આપણે બાળી રહ્યો છે !—નાથ !—શચિપતિ ઇન્દ્રને શો પ્રત્યુત્તર આપશું ?–એની ક્રોધજ્વાલાઓ ભભૂકશે ! અમરાવતીનાં દ્વાર આપણે માટે બન્ધ થઇ જશે !"

'રસેશ્વરી ! મ્હને અમરાવતીના એ ઇન્દ્રના ક્રોધની કાલ–જ્વાલનો ભય નથી !—પણ–" કહી મદને તરતજ શરસન્ધાન કર્યું અને બોલ્યો,

"આ નરપિશાચના જુલ્મની જ્વાલાઓ–"



ત્હેનું નિશાન શકરાજ તરફ હતું.

"—હવે વધુ સહન થતી નથી !

મદનની પણછ પરથી છૂટેલા તીખાં બાણે પ્રેક્ષકવૃન્દમાં આગળજ બેઠેલા મહારાજ શકાદિત્યનો ખભો વિંધી નાંખ્યો-તે પણ દામિનીએ બાંધેલા વિષમય બાજૂબન્ધના ઝ્હેરની મન્દ મન્દ થતી અસરથી વારંવાર આસન પર ઢળી પડતો હતો અને બાણથી પૂરો ઢળ્યો !

તે સમયે આકાશનું ઉદર ચીરી ભયંકર કાટકા સાથે રંગાલયના મકાન પર વિજળી પડી—

—તે પણ રંગભૂમિ પર શાક્યસિંહના સ્વરૂપમાં વજ્રાસન જમાવી બેઠેલા મહાસંઘસ્થવિર બુદ્ધઘોષની પાસેજ !-

તે ચમક્યો—વજ્રાસન છૂટી ગયું !

'એં—' ચિત્કાર કરી પાષાણખણ્ડ પરથી જમીન પર ગબડી પડયો !

ત્હેની પાસેથી ઝબ કરી પસાર થઈ ગયેલી વિદ્યુત્-વેલીના ઝબકારાએ ત્હેને ગાંડો બનાવી દીધો—ત્હેનું ભેજું ખસ્યું !

ગર્જન તર્જન સાથે મૂસળધાર વર્ષાદ પણ શરૂ થયો—

અને બ્હાર ઉભેલા સૈનિકોએ નાટયમન્દિરમાં એકદમ સામટો ધસારો કરી શકદાર માણસોની મૂસળધાર પકડાપકડી શરૂ કરી દીધી !

અને ઘાયલ થયેલા શકાદિત્યના સંરક્ષણાર્થે ત્હેના શરીરરક્ષક સૈન્યસમૂહે મિયાનમાંથી સમશેરો ખેંચી-

પણ તે બધીય લાકડાની હતી !-

જે અટ્ટહાસથી કહેતી હતી, "દગો થયો !"

અરૂણદત્તની મુત્સદ્દીગીરીથી જોતજોતામાં તો આખુંય પાટલીપુત્ર સૈન્યના ફકડામાં સપડાઇ પડયું—

જે સકંઝામાંથી બે વ્યક્તિઓ અણીશુદ્ધ ન્હાસી જતી હતી !

ગંગાની ઉંચીનીચી થતી છાતી ઉપર એક નાવડી પૂરવેગથી પસાર થઇ રહી હતી.

નિપુણ નાવિકે બે સૂકાનથી પાણી કાપતાં કાપતાં સ્હામેની વ્યક્તિને પૂછ્યું,

'માયા ! ત્હને નાવડી હંકારતાં આવડે છે ?"

"અત્યાર સુધી તો નથી આવડયું !"

"તો ત્હને આવડે છે શું ?"

"હંકારાતી નાવડીઓ ડૂબાડતાં આવડે છે અને મહારાજને કહું જે અત્યાર સુધી મ્હેં કૈંકની હંકારાતી નાવડીઓ ડૂબાડવાનુંજ કામ કર્યું છે !–પણ હવે મ્હારી–"

"મ્હારી શું ?"

"મ્હારી જીવનનૌકા ક્યારે ડુબે છે ત્હેનીજ રાહ જોતી બેઠી છું !"

"માયા ! માયા !–ઉંચે જો–"

"શું છે ?–હા–કોઇકના મકાનમાં આગ લાગી છે–અને–આ કોઇક બે જણા બળતા ઝરૂખાનાં લાકડાં પર પ્રાણ બચાવવાને લટકી રહ્યાં છે !–કોણ હશે એ ?–"

કોઇ જવાબ આપે તે પ્હેલાં તો ઝરૂખાની નીચેથી પસાર થતી નાવડી પરજ લાકડાંને લટકી રહેલાં બન્ને જણે પડતું મૂક્યું–

નાવડી એક બાજુએ નમી પડી અને ઉંચી વળી !

# શુદ્ધિપત્ર

| પૃ. | પં. | અ | શુ. |
|---|---|---|---|
| ૨ | ૯ | સાગળ | સાગર |
| ૫ | ૧૬ | સનિંકા | સંનિકા |
| ૬ | ૧૦ | પસાંર | પસાર |
| ૧૪ | ૧ | આ—છું. | × |
| ૧૯ | ૩ | પંઝમાંથી | પંઝામાંથી |
| ૨૬ | ૧૫ | મ્હન | મ્હને |
| ૨૭ | ૩ | તાઢ | ટાઢ |
| ૩૦ | ૨ | ખાળાવાનો | ખાળવાનો |
| ૩૮ | ૨૨ | કાપુષ | કાપુરૂષ |
| ૩૪ | ૨૪ | માથેથી સાફો છોડી | ખભેથી ઉત્તરીય લેઇ |
| ૪૪ | ૮ | નિક્ષશિલા | તક્ષશિલા |
| ૪૭ | ૫ | પળા | ગળા |
| ૫૨ | ૧૬ | સનિકા | સંનિકા |
| ૫૪ | ૭ | અન્દ્રગુપ્તે | ચન્દ્રગુપ્તે |
| ૬૨ | ૨૪ | કંક | કૈંક |
| ૬૩ | ૧૭ | મૂઝાતો | મૂંઝાતો |
| ૬૪ | ૭ | સંપત્તનું | સંપત્તિનું |
| ૬૮ | ૨ | પર્યક | પર્યંક |
| ,, | ૧૩ | મોમ્ભા | મોભ્ભા |
| ,, | ૧૪ | સમાન્ય | સામાન્ય |
| ,, | ૧૭ | ત્હને | ત્હેને |

| | | | |
|---|---|---|---|
| ૬૯ | ૨૯ | પલડંગ | લપડંગ |
| ૭૧ | ૧૬ | પ્રત્તિષ્ઠા | પ્રતિષ્ઠા |
| ૭૪ | ૯ | એશી | એંશી |
| ૮૦ | ૧૭ | જગદમ્બ | જગદમ્બા |
| ૮૧ | ૧ | તેમાં કરવા જત | તેમ કરવા જતાં |
| ૧૧૭ | ૧૪ | જગદમ્બ | જગદમ્બે |
| ૧૧૮ | ૧૧ | મટેજ | માટેજ |
| ૧૨૫ | ૪ | સત્તનો | સત્તાનો |
| ૧૩૨ | ૧૩ | અસિકાની | આસિકાની |
| ,, | , | વિતમ્ના | વિતસ્તા |
| ૧૩૬ | ૪ | તક્ષક | તક્ષ– |
| ,, | ૧૪ | મ્હારાંને | મ્હોરાંને |
| ૧૩૭ | ૧૯ | કરી હતી | કર્યો હતો |
| ,, | ૧૭ | બ્રહ્મણોની | બ્રાહ્મણોની |
| ૧૪૩ | ૧૨ | સંઘ્યારામ | સંઘારામ |
| ૧૫૬ | ૯ | મહાભનિ૦ | મહાભિનિ૦ |
| ૧૫૮ | ૨ | મૂળધાર | મૂસળધાર |
| ,, | ,, | વૈજ્ઞાનક | વૈજ્ઞાનિક |

## આજ લેખકના લખેલા
# બે પત્રમિત્રોના

### 'લેખકનું સફળ સર્જન.'

'ગુજરાત-ટાઇમ્સ' દેશી રાજ્યોની સુંદર સેવા બજાવી રહ્યું છે. આ પત્રની ગત વર્ષની ભેટબુક 'ગુર્જરપતિ' ભાગ ૧ લો પ્રકટ થએલ, વાંચક વર્ગે તેને સ સ આવકાર આપ્યો હતો. એજ પુસ્તકના લેખકે આ દ્વિતીય ખંડનું સર્જન કર્યું છે. ૩૫૬ પાનાનો આ બીજો ગ્રંથ આદીથી અંત સુધી વંચતાં લેખકનું સર્જન સફળ થએલું જણાય છે લેખકે પોતે દોરેલાં ચીત્રોથી પુસ્તકનું આકર્ષણ વધ્યું છે. આ રીતે આપણા પ્રાંતિય સાહિત્યને સમૃદ્ધ બનાવવા બદલ લેખક તેમજ પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ. પોતાના ગ્રાહકોને આવી સુંદર ભેટ આપવા બદલ "ગુજરાત ટાઇમ્સ"ના તત્રી શ્રી૦ માણેકલાલ શાહને ધન્યવાદ આપીએ છીએ આ પુસ્તક મોરબીના લોકપ્રિય મહારાજા શ્રી૦ સર લખધીરસીંહજી બહાદુરને અર્પણ કરવામાં આવ્યું છે: આવા ઉચ્ચ કોટીના સાહિત્યને ઉત્તેજન આપવા બદલ મોરબીના નામ. મહારાજા સાહેબને પણ અમો અભિનંદન આપીએ છીએ.

—નવભારત.

## 'ગુર્જરપતિ'ના બન્ને ભાગ

## 'ગુર્જરપતિ' માટે

# અભિપ્રાયો—

### 'સુંદર પુસ્તક-વિના મૂલ્યે.'

નડીઆદથી પ્રગટ થતા "ગુજરાત ટાઈમ્સ"ના વાર્ષિક ગ્રાહકોને "ગુર્જરપતી ભાગ બીજો" ભેટ અપાઈ છે. આ નવલકથામાં ગુર્જર-પતિ કુમારપાળને લગતી ઈતિહાસીક ઘટનાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. નવલકથાની શરૂઆતમાં પહેલા ભાગનો સાર આપેલો હોવાથી ફક્ત આ બીજો ભાગ વાંચવાથી વાંચનારને આગલા બનાવો નો ટુંકમાં પણ યોગ્ય ખ્યાલ આવી શકે છે અને વાંચનમાં ત્રુટીઓ લાગતી નથી. નવલકથાનાં સ્ત્રી પાત્રો પાંદડી પ્રાણભા, દેવળદેવી અને શ્રીમતી નવયુગની સન્નારીઓ છે. કુમારપાળની કારકીર્દીનો એમાં અચ્છો ચીતાર અપાયો છે. ગુર્જરપતિ કુમારપાળની આ નવલકથા ઈતિહાસના શોખીનોને પસંદ પડયા વગર રહેશે નહિં. પુસ્તકની ભાષા કંઈક અઘરી છતાં જોરદાર છે. શૈલી સંવાદમય રાખી રસની જમાવટ માટે લેખકે ઠીક કાળજી લીધી છે. શ્રી૦ જયંતકુમાર શાસ્ત્રીએ વિસ્તૃત ઉપોદ્ઘાત લખી લેખકને યોગ્ય ન્યાય આપ્યો છે. પુસ્તક મોરબીનરેશ સર લખધીરસીંહજીને અર્પણ કરવામાં આવ્યું છે અને એમની કારકીર્દી પણ ટુંકમાં આપી છે. એમાં લેખકે પોતે ચીતરેલાં ચીત્રો પણ અપાયાં છે. અંતમાં આવું સુંદર પુસ્તક પોતાના ગ્રાહકોને વિના મુલ્યે આપવા બદલ "ગુજરાત ટાઈમ્સ"ના તંત્રી રા૦ માણેકલાલ હરજીવનદાસ શાહને અભીનંદન આપીએ છીએ.

—સાંજ વર્તમાન.

**રૂ. ૫) માં ઘેર બેઠાં મળશે.**

## મદદ કરો !    મદદ કરો !

અનાથ સેવા એ પ્રભુ સેવા છે.
દુઃખી, નિરાધારને આશ્રય આપી
નડીઆદ હિન્દુ અનાથ આશ્રમ
પાળે પોષે છે, કેળવણી આપે છે.
ઉદ્યોગો શીખવી સ્વાશ્રયી બનાવે
છે. દરેક જાતની મદદની જરૂર
છે. રોજનું ખર્ચ રૂા. ૮૦) છે.
તમારો ઉદાર હાથ લંબાવો.

લખો:—

મંત્રી.

## હિન્દુ અનાથઆશ્રમ, નડીઆદ.